# શ્રી અનુગીતા

અથવા

## શ્રીમદ્ભગવદ્‌ગીતાનું અનુસંધાન

# શ્રી અનુગીતા

અથવા

## શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનું અનુસંધાન

પ્રસિદ્ધ કર્તા

"ગુજરાતી" પ્રેસના માલીકો

સાસુન બિલ્ડીંગ્સ, સર્કલ, કોટ-મુંબઈ

સં ૧૯૮૧.　　　ઈ. સ. ૧૯૨૫

કી રૂ ૦ ૦



येनास्य पितरो याता येन याता: पितामहा ।
तेन यायात्सतां मार्गं तेन गच्छन्न रिष्यते ॥

મનુ અ. ૪-૧૭૮

જે માર્ગે પોતાના પિતા અને પિતામહો (દાદા) ચાલતા આવ્યા હોય તેવા સજ્જનના માર્ગે ચાલવુ, કારણ તેવે માર્ગે ચાલવાથી માણસ અધર્મેથી નાશ પામતો નથી.

ॐ तत्सत्परमात्मने नमः

# પ્રસ્તાવના

यत्कृत यत्करिष्यामि तत्सर्वं न मया कृतम् ।
त्वया कृत तु फलभुक् त्वमेव मधुसूदन ॥

ભાવાર્થ –મેં જે કંઈ કરેલું હોય અથવા હુ જે કંઈ કરીશ, તે સર્વ મારૂ કરેલું નથી, પણ તેં કરાવેલું છે, અને તેના ફળના ભોક્તા પણ હે મધુસૂદન! તમે જ છો.

---

પરમ કૃપાળુ શ્રીહરિની કૃપાથી આ પુસ્તક પ્રકટ થાય છે આ પુસ્તકનું નામ અનુગીતા છે, અને તે શ્રીમહાભારતના આશ્વમેધિક પર્વના અનુગીતા પર્વ નામના આંતર પર્વમા આવેલી છે. અનુગીતા પર્વ તો ઘણુ લાંબુ છે, અને તે આશ્વમેધિક પર્વમાં ૧૬ મા અધ્યાયથી તે ૯૨ મા અધ્યાય સુધી છે એમા પ્રથમના ૩૬ અધ્યાયમાં શ્રીકૃષ્ણ અને અર્જુનનો સવાદ છે, અને મહાભારતના યુદ્ધ વખતે ભગવાન્ શ્રીકૃષ્ણચદ્રે જે જ્ઞાન અર્જુનને કહી સભળાવ્યું હતું તે જ્ઞાન ગીતા તરીકે પ્રસિદ્ધ છે. આ જ્ઞાન અર્જુન લડાઇના પ્રસગને લઇને ભૂલી જાય છે, તેથી હસ્તિનાપુરમા એકવાર શ્રીકૃષ્ણ પધારે છે ત્યારે તે જ્ઞાન ફરી સાભળવા તે ઇચ્છા રાખે છે, અને તેથી શ્રીકૃષ્ણને વિનતિ કરે છે. શ્રીકૃષ્ણે તેને તેની માગણી પરથી જે જ્ઞાન કથા કહી સભળાવી તે અનુગીતાને નામે પ્રસિદ્ધ છે, અને તેનો આ સુદર અનુવાદ છે શ્રીમદ્ભગવદ્ગીતા જેટલી જાણીતી અને પ્રિય થઈ છે, તેવી તેના અનુકરણરૂપે થયેલી બીજી ગીતાઓ થઈ નથી "ગુજરાતી" પ્રેસના મહાભારતના વાચનારાઓ જોઈ શક્યા હશે કે મૂળ મહાભારતમા શ્રીકૃષ્ણે ગાયેલી ગીતા સિવાય બીજી અનેક ગીતાઓ છે, પણ તેની

ખ્યાતિ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા જેટલી થઈ નથી. આ અનુગીતા પ્રમાણે એક નાની સરખી ઉત્તર ગીતા પણ છે તે પણ શ્રીકૃષ્ણાર્જુનના સંવાદ રૂપે છે. આ બન્ને ગીતાઓનો ઉઠાવ સરખો છે, પણ વિષયની યોજનામાં ફરક છે. આ બન્ને ગીતાઓમા સાખ્ય અને યોગશાસ્ત્રની પ્રક્રિયાઓ વિશેષ છે, અને તે સામાન્ય માણસને સમજવા કઠિન પણ છે. જોવાનું એ છે કે ભગવાન્ ભાષ્યકાર આદ્ય શકરાચાર્યે ગીતા ઉપર ભાષ્ય રચી અને તેને પ્રસ્થાનત્રયમા સ્થાન આપ્યું તે પૂર્વે ગીતાની ખ્યાતિ, એટલે ૫૦૦૦ વર્ષ પૂર્વ વ્યાસના કાળથી તે શ્રીશકરાચાર્યના કાળ સુધીમા તેની ખ્યાતિ હતી કે નહિ, અને તેના ઉપર તેમની પૂર્વે કોઈએ ભાષ્યાદિ કર્યાં છે કે નહિં? ભગવાન્ શંકરાચાર્યને પ્રસ્થાનત્રયની યોજનામાં ગીતાનો સમાવેશ કરવાનું કેમ સુઝ્યું? અને મહાભારતમાથી એ અમૂલ્ય રત્ન ચૂટી કાઢી પ્રસ્થાનત્રયમાં જડી દીધુ, ત્યારે તેના અનુસધાનરૂપ ગણાતી આ અનુગીતા ઉપર ભાષ્ય કે ટીકા તેમણે શા માટે રચ્યા નહિ હોય, એ એક મોટો કોયડો છે? વળી મહાભારતના ઉદ્યોગ પર્વમા સનત્સુજાતીય આખ્યાન ઉપર પૂજ્યપાદ શ્રીઆદ્ય શકરાચાર્યની ટીકા છે, તો અનુગીતા ઉપર તેમણે ટીકા કેમ રચી નહિ હશે, અને તેમના પછીના કોઈ પણ આચાર્યે તેના ઉપર ટીકા આદિ કેમ નહિ લખ્યા, તે સમજાતું નથી શુ તેઓને એના ઉપર ટીકા આદિ સમજુતી આપવા જેટલું મહત્વ નહિ લાગ્યું હોય અથવા તો શુ તેઓને આ ભાગ ક્ષેપક લાગ્યો હશે? આ શંકાઓ કોઇને પણ સ્વાભાવિક રીતે થયા વગર નહિ રહે આ સંબધમાં મેં બે ચાર સારા વિદ્વાનોને જિજ્ઞાસા વૃત્તિથી પ્રશ્નો કરી જોયા હતા, પણ તેનો સતોષકારક ખુલાસો કોઈ કરી શકયું નહોતું એટલે આ પ્રશ્નની ચર્ચા આટલેથી જ છોડવી પડી છે. આપણા પ્રાચીન આર્ય ઇતિહાસનો અને તત્ત્વજ્ઞાનના શાસ્ત્રનો કોઈ અભ્યાસી આના ઉપર પ્રકાશ પાડશે તો મારા જેવા જિજ્ઞાસુની નવકુતૂહલતા શાત પડશે

શ્રીમહાભારતના આશ્વમેધિક પર્વના પર મા અધ્યાય પછીના અધ્યાયોમા શ્રીકૃષ્ણ દ્વારકા જાય છે, ત્યા માર્ગમા ઉત્તક ઋષિ મળે છે, તેમનું સમાધાન કર્યા પછી દ્વારકા આવે છે, તે પછી પાછા હસ્તિનાપુરમા આવે છે અને અશ્વમેધ યજ્ઞની પૂર્ણાહુતિ કરાવે છે તેની કથા છે આ કથા, ઉપકથા વગેરે અનુગીતા પર્વમા છે, પણ મૂળ ઉપદેશ સાથે સબધ નહિ હોવાથી તે કથાનો ભાગ આમા લીધો નથી, શ્રી કુંભ-ઘોણની પ્રતમા નીચે પ્રમાણે સ્પષ્ટ જણાવેલુ છે કે શ્રીકૃષ્ણ અને અર્જુનનો સવાદ અત્રે પૂર્ણ થાય છે

अनुगीतोपदेशानन्तर कृष्णार्जुनाभ्या हस्तिनापुरं प्रति प्रस्थानम् ( ભાવાર્થ–અનુગીતાના ઉપદેશ પછી શ્રીકૃષ્ણ અને અર્જુન હસ્તિનાપુરમા ગયા ) અને कृष्णेनार्जुनं प्रति मुक्त्युपायप्रतिपादकगुरुशिष्यसवादानुवादसमापनपूर्वक स्वस्य निजनगरजिगमिषानिवेदनम् ॥

ટીકાકારના આ બે વાક્યો પરથી વાચનારને સ્પષ્ટ જણાશે કે અનુગીતા પર્વમા "અનુગીતા" જેને કહી શકીએ તેવો ઉપદેશનો ભાગ અહિયા જ પૂર્ણ થાય છે એટલે જેમ ભગવદ્ ગીતા એ જેમ ભીષ્મ પર્વનો એક ભાગ છે, તેમ ૩૬ અધ્યાયવાળી (આશ્વમેધિક પર્વના ૧૫ થી ૫૧ સુધીના અધ્યાયો) આ અનુગીતા પણ અનુગીતા પર્વનો એક મુખ્ય ભાગ છે, માટે પર્વના બીજા કથારૂપ અધ્યાયો છોડી દઇએ તો કોઈ જાતનો પ્રતિબધ નથી આ પ્રમાણે સ્વ. કાશીનાથ ત્ર્યમક તેલગે પણ માનેલુ છે, અને ગીતા પછી અનુગીતા પણ હોવી જોઇએ, એ તેમનો મત હતો, તેમણે તે ઉપરથી "સેક્રેડ બુક્સ ઓફ ધી ઇસ્ટ" Sacred Books of the East નામની પ્રો મેક્સમુલરે શરૂ કરેલી માળામા શ્રીમદ્ભગવદ્ગીતા સાથે અનુગીતાનું અગ્રેજી ભાષાતર છપાવેલું છે આ ઉપરથી પણ આ ગ્રન્થનું મહત્વ સમજાશે ગ્રન્થમાં વિષયો શા છે, તે અનુક્રમણિકા જોવાથી જણાશે. ગીતા કરતા અનુગીતા, ચઢતી

કે ઉતરતી એ કહેવાની ધૃષ્ટતા વિદ્વાનોએ નથી કરી તો હું કેમ કરી શકુ? તો પણ એટલું તો કહી શકાશે કે અનુગીતામાં ચર્ચેલો વિષય યોગ અને સાંખ્ય શાસ્ત્રની પ્રક્રિયાને મળતો છે. વિષય કેટલેક ઠેકાણે અતિગૂઢ છે, અને ગુરુજ્ઞાન વિના તેની પાકી સમજણ આવે તેમ પણ નથી પણ દયાળુ પ્રભુની કૃપાથી ભક્તોને આ ગૂઢ તત્ત્વ પણ સરળ થાય છે એમ સમજીને આ ગ્રન્થ પ્રકાશમા મૂકવામા આવે છે

મુબઈ, શ્રાવણ સુદ ૬, ૧૯૮૨
પૂજ્ય પિતાશ્રીની જન્મતિથિ

નટવરલાલ ઇચ્છારામ દેશાઈ

# અનુગીતા–અનુક્રમણિકા

૧૨૮૧૮

# અનુગીતા

## અધ્યાય ૧ લો

### બ્રાહ્મણ અને કાશ્યપનો મેળાપ

जनमेजय उवाच–सभायां वसतोस्तत्र निहत्यारीन्महात्मनोः ।
केशवार्जुनयोः का नु कथा समभवद्द्विज ॥ १ ॥

જનમેજય કહે છે–શત્રુઓને સંહાર્યા પછી (ઈંદ્રપ્રસ્થની) સભામા ત્યા રહેતા એ બે મહાત્માઓ કેશવ અને અર્જુન વચ્ચે, હે દ્વિજ! (એ પ્રસગે) શી વાતચિત થઈ હતી?[1]

वैशंपायन उवाच–कृष्णेन सहितः पार्थः स्वं राज्यं प्राप्य केवलम् ।
तस्यां सभाया दिव्यायां विजहार मुदा युतः ॥ २ ॥
तत्र कंचित्सभोद्देशं स्वर्गोद्देशसमं नृप ।
यदृच्छया तौ मुदितौ जग्मतुः स्वजनावृतौ ॥ ३ ॥
ततः प्रतीतः कृष्णेन सहितः पांडवोऽर्जुनः ।
निरीक्ष्य तां सभां रम्यामिदं वचनमब्रवीत् ॥ ४ ॥

વૈશમ્પાયન કહે છે–પોતાનુ રાજ્ય કેવળ મેળવીને કૃષ્ણની સાથે પાર્થ (અર્જુન) આનદમા તે દિવ્ય સભામા વિહાર કરતા હતા[2] હે નૃપ! એક વખતે સ્વર્ગની ઉપમાને લાયક તે સભાના એક પ્રદેશમા (ફરતા ફરતા) આનદમા પોતાના સ્વજનથી વિંટાયેલા તે બે જણા જઈ પહોંચ્યા[3] ત્યા ખુશ થતા થતા, કૃષ્ણની સાથે પાણ્ડુના પુત્ર અર્જુને તે રમ્ય સભાને જોઈને (કૃષ્ણને) આ વચન કહ્યુ,[4]

विदितं मे महाबाहो संग्रामे समुपस्थिते ।
माहात्म्यं देवकीमातस्तच्च ते रूपमैश्वरम् ॥ ५ ॥
यत्तद्भगवता प्रोक्तं पुरा केशव सौहृदात् ।
तत्सर्वं पुरुषव्याघ्र नष्टं मे भ्रष्टचेतसः ॥ ६ ॥
मम कौतूहलं त्वस्ति तेष्वर्थेषु पुनः पुनः ।
भवांस्तु द्वारकां गंता नचिरादिव माधव ॥ ७ ॥

અર્જુન કહે છે –હે મહાબાહુ! જ્યારે લડવાનો સમય પ્રાપ્ત થયો ત્યારે, હે દેવકીપુત્ર! મેં તારુ મહાત્મ્ય અને તારુ ઈશ્વરની સત્તાવાળુ સ્વરૂપ જાણ્યુ હતુ [૫] હે કેશવ! મિત્રભાવે તેં ભગવાને પૂર્વે મને જે કહ્યુ હતુ તે સર્વે, હે પુરુષવ્યાઘ્ર! (આજે) હું ભ્રષ્ટ ચિત્તવાળો ભૂલી ગયો છુ [૬] પણ તે તે વિષયો જાણવાને પુન પુન મને કુતૂહલ થયા કરે છે, અને, હે માધવ! તુ તો ટુક સમયમા દ્વારકા જવાનો છે, (માટે મને તે ફરીથી કહે) [૭]

वैशंपायन उवाच–एवमुक्तस्तु तं कृष्णः फाल्गुनं प्रत्यभाषत ।
परिष्वज्य महातेजा वचनं वदतां वरः ॥ ८ ॥

વૈશમ્પાયન કહે છે –એમ કહ્યુ,એટલે મહા તેજસ્વી અને વક્તાઓમા શ્રેષ્ઠ એવા કૃષ્ણે ફાલ્ગુનને (અર્જુનને) ભેટીને જવાબ આપ્યો [૮]

वासुदेव उवाच–श्रावितस्त्वं मया गुह्यं ज्ञापितश्च सनातनम् ।
धर्मं स्वरूपिणं पार्थ सर्वलोकाश्च शाश्वतान् ॥ ९ ॥
अबुद्ध्या नाग्रहीर्यस्त्वं तन्मे सुमहदप्रियम् ।
न च साऽद्य पुनर्भूयः स्मृतिर्मे संभविष्यति ॥ १० ॥
नूनमश्रद्दधानोऽसि दुर्मेधा ह्यसि पांडव ।
न च शक्यं पुनर्वक्तुमशेषेण धनंजय ॥ ११ ॥

વાસુદેવ કહે છે -મેં તને સનાતન અને ગુહ્ય એવુ જ્ઞાન (તે વેળાએ) સભળાવ્યુ હતું હે પાર્થ! સ્વસ્વરૂપવાળો ધર્મ અને જે સર્વ લોકો શાશ્વત (નિત્ય) છે, તે (બન્ને મેં તને સમજાવ્યા હતા).૯ પરતુ તેં અબુદ્ધિ (અજ્ઞાનતા)થી તે ગ્રહણ કર્યું નહીં, તે મને ઘણું જ અપ્રિય લાગે છે. કારણ કે, હવે આજે તે સર્વે મારી સ્મૃતિમા ફરીથી જન્મશે નહિં (મને યાદ આવશે નહીં) ૧૦ હે પાડવ! ખરેખર તુ શ્રદ્ધા વગરનો છે, અને તારી બુદ્ધિ સારી નથી હે ધનજય! (હવે) તે ફરીથી સપૂર્ણ કહેવુ અશક્ય છે ૧૧

स हि धर्मः सुपर्याप्तो ब्रह्मणः पदवेदने ।
न शक्यं तन्मया भूयस्तथा वक्तुमशेषतः ॥ १२ ॥
परं हि ब्रह्म कथितं योगयुक्तेन तन्मया ।
इतिहासं तु वक्ष्यामि तस्मिन्नर्थे पुरातनम् ॥ १३ ॥
यथा ता बुद्धिमास्थाय गतिमग्र्यां गमिष्यति ।
शृणु धर्मभृतां श्रेष्ठ गदितं सर्वमेव मे ॥ १४ ॥

બ્રહ્મના પદ(સ્થાન)ને જાણવા માટે તે ધર્મ એટલો પરિપૂર્ણ છે કે, તે ધર્મ હુ ફરીથી સપૂર્ણ રીતે કહેવા સમર્થ નથી ૧૨ તે વેળાએ યોગ સાધીને મેં તને પરમબ્રહ્મનુ રહસ્ય કહ્યુ હતુ, અને હવે હું તને આ એક પુરાતન ઇતિહાસ કહુ છુ ૧૩ માટે, હે ધર્મ પાળનારાઓમા શ્રેષ્ઠ! જેમ તારી બુદ્ધિ સ્થિર રહે, તેમ કરીને હું જે સર્વ કહું છુ તે તું સાભળ, તેથી તને શ્રેષ્ઠ ગતિ પ્રાપ્ત થશે.૧૪

आगच्छद्ब्राह्मणः कश्चित्स्वर्गलोकादरिंदम ।
ब्रह्मलोकाच्च दुर्धर्षः सोऽस्माभिः पूजितोऽभवत् ॥ १५ ॥
अस्माभिः परिपृष्टश्च यदाह भरतर्षभ ।
दिव्येन विधिना पार्थ तच्छृणुष्वाविचारयन् ॥ १६ ॥

હે શત્રુઓને દમનારા! (પૂર્વે) કોઈએક બ્રાહ્મણ સ્વર્ગ લોકમાથી ઉતરી આવ્યો હતો બ્રહ્મલોકમાથી ઉતરી આવનારો તે બ્રાહ્મણ દુરાધર્ષ (કોઈથી હારે નહિ તેવો) હતો, અમે તેની પૂજા કરી [૧૫] અને અમોએ તેને જે પ્રશ્ન પૂછ્યો (તેના ઉત્તરમા) તેણે જે કહ્યુ તે, હે ભરતર્ષભ! મનમા કંઈ પણ વિચાર કર્યા વિના, હે પાર્થ! દિવ્ય રીતિએ (સાભળવામા આવેલુ તે) તુ સાભળ [૧૬]

ब्राह्मण उवाच—मोक्षधर्मं समाश्रित्य कृष्ण यन्मामपृच्छथाः ।
भूतानामनुकंपार्थं यन्मोहच्छेदनं विभो ॥ १७ ॥
तत्तेऽहं संप्रवक्ष्यामि यथावन्मधुसूदन ।
शृणुष्वावहितो भूत्वा गदतो मम माधव ॥ १८ ॥

બ્રાહ્મણ કહે છે -હે કૃષ્ણ! પ્રાણીઓના ઉપર દયા કરવા માટે મોહનો ઉચ્છેદ-નાશ કરનાર એવા મોક્ષ ધર્મ વિશેનો જે પ્રશ્ન પૂછ્યો છે, [૧૭] તે વિષે, હે મધુ દૈત્યને મારનારા! હુ યથાર્થ કહીશ, હે માધવ! તે મારુ બોલવુ તુ સાવધાન બનીને સાભળ [૧૮]

कश्चिद्विप्रस्तपोयुक्तः काश्यपो धर्मवित्तमः ।
आससाद द्विजं कंचिद्धर्माणामागतागमम् ॥ १९ ॥
गतागते सुबहुशो ज्ञानविज्ञानपारगम् ।
लोकतत्त्वार्थकुशलं ज्ञातार्थं सुखदुःखयोः ॥ २० ॥

તપ કરનારો અને ધર્મને જાણનારાઓમા શ્રેષ્ઠ કાશ્યપ નામનો કોઈએક બ્રાહ્મણ, ધર્મોના રહસ્યને સમજવાવાળા કોઈ બીજા બ્રાહ્મણને મળ્યો [૧૯] તે (બીજો) બ્રાહ્મણ ભૂત અને ભવિષ્યના વિષયમા ઘણો પ્રવીણ હતો, જ્ઞાન* અને વિજ્ઞાનના† પારને પહોંચી

* શાસ્ત્રથી થનારુ તથા અનુમાનથી થનારુ જ્ઞાન તે જ્ઞાન કહેવાય છે

† યોગસાધનાથી થનારુ પ્રત્યક્ષ જ્ઞાન

ગયો હતો, લૌકિક અને પારલૌકિક વિષયમા કુશળ હતો, તેણે સુખનુ અને દુ ખનુ રહસ્ય જાણ્યુ હતુ,[२०]

जातिमरणतत्त्वज्ञं कोविदं पापपुण्ययोः ।
द्रष्टारमुच्चनीचानां कर्मभिर्देहिना गतिम् ॥ २१ ॥
चरंतं मुक्तवत्सिद्धं प्रशांतं संयतेंद्रियम् ।
दीप्यमानं श्रिया ब्राह्मया क्रममाणं च सर्वशः ॥ २२ ॥
अंतर्धानगतिज्ञं च श्रुत्वा तत्त्वेन काश्यपः ।
तथैवांतर्हितैः सिद्धैर्यांतं चक्रधरैः सह ॥ २३ ॥
संभाषमाणमेकांते समासीनं च तैः सह ।
यदृच्छया च गच्छंतमसक्तं पवनं यथा ॥ २४ ॥

જન્મ અને મરણના તત્ત્વને તે જાણતો હતો, પાપ અને પુણ્યનો (વિવેક કરવામા) પડિત હતો, ઉચ્ચ અને નીચ દેહધારી-ઓની કર્મોવડે થનારી ગતિને જોવાવાળો હતો,[२१] મુક્તની માફક તે વર્તતો હતો, સિદ્ધ હતો, અતિ શાત હતો, ઇન્દ્રિયોને તેણે નિયમમા રાખી હતી, બ્રહ્મતેજથી તે દીપતો હતો અને સર્વત્ર ફરવાવાળો હતો,[२२] તેમ તે અતર્ધાનની ગતિ (શક્તિ)ને પણ જાણતો હતો, અદૃશ્ય થયેલા સિદ્ધોની સાથે જવાવાળો હતો, ચક્ર-ધરોની સાથે વાતો કરવાવાળો અને તેમની સાથે એકાતમા બેસવાવાળો હતો વળી જેમ પવન કોઇમા આસક્ત થયા વિના વાય છે તેમ ઇચ્છાનુસાર જવાવાળો હતો. આવા બ્રાહ્મણ વિષે કાશ્યપે મુખ્ય મુખ્ય વાત સાભળેલી હતી[२३–२४]

तं समासाद्य मेधावी स तदा द्विजसत्तमः ।
चरणौ धर्मकामोऽस्य तपस्वी सुसमाहितः ॥
प्रतिपेदे यथान्यायं दृष्ट्वा तन्महदद्भुतम् ॥ २५ ॥

विस्मितश्चाद्भुतं दृष्ट्वा काश्यपस्तं द्विजोत्तमम् ।
परिचारेण महता गुरुं तं पर्यतोषयत् ॥ २६ ॥

उपपन्नं च तत्सर्वं श्रुतचारित्रसंयुतम् ।
भावेनातोषयच्चैनं गुरुवृत्त्या परंतपः ॥ २७ ॥

तस्मै तुष्टः स शिष्याय प्रसन्नो वाक्यमब्रवीत् ।
सिद्धिं परामभिप्रेक्ष्य शृणु मत्तो जनार्दन ॥ २८ ॥

તેજ બ્રાહ્મણને તે બુદ્ધિમાન્ અને બ્રાહ્મણોમા ઉત્તમ એવો (કાશ્યપ) મળ્યો અને તે મહાન્ અદ્ભુત બ્રાહ્મણને જોઇને ધર્મ જાણવાની કામનાવાળો, તપસ્વી, સારી રીતે સાવધાન એવો કાશ્યપ ન્યાય (નિયમ) પ્રમાણે તેના ચરણમા પડ્યો [૨૫] અદ્ભુત ગુળવાળા ને બ્રાહ્મણોમા ઉત્તમ તે બ્રાહ્મણને જોઇને કાશ્યપ વિસ્મય પામ્યો, અને ઘણી સેવાવડે તે ગુરુને અતિ સતોષ્યા [૨૬] તે પરતપે (કાશ્યપે) તે બ્રાહ્મણ જેણે આ સર્વ (સેવા, માન, ગુણ) મેળવ્યા હતા, અને જે શાસ્ત્રસપન્ન અને ઉત્તમ ચરિત્રવાળો હતો, ગુરુની વૃત્તિથી ભાવપૂર્વક તેને સતોષ્યો [૨૭] તે શિષ્યપર સતુષ્ટ થયેલો, અને સેવાથી સતોષ પામેલો તે બ્રાહ્મણ (નીચે પ્રમાણે) વાક્ય બોલ્યો, તે, (શ્રીકૃષ્ણ અર્જુનનુ ધ્યાન ખેંચતા કહે છે કે) હે જનાર્દન! તેમા પરા સિદ્ધિનુ (રહસ્ય છે) એમ જાણી તુ મારી પાસેથી સાભળ [૨૮]*

---

* આ કથામા આવૃત્તિ ઘણી છે જનમેજયને વૈશપાયન કહે છે, તે પાચમી આવૃત્તિ છે, શ્રીકૃષ્ણે અર્જુનને વાત કહી તે ચોથી આવૃત્તિ, એક બ્રાહ્મણે શ્રીકૃષ્ણને કહ્યુ તે ત્રીજી, તે બ્રાહ્મણે કાશ્યપ પાસે સાભળ્યુ તે બીજી, અને કાશ્યપે સિદ્ધ પાસે જાણ્યુ તે પહેલી આવૃત્તિ છે આ રીતે ૨૮ મા શ્લોકના છેલ્લા બે ચરણ સિદ્ધના કહેલા નહીં પણ શ્રીકૃષ્ણના છે

सिद्ध उवाच--विविधैः कर्मभिस्तात पुण्ययोगैश्च केवलैः ।
गच्छंतीह गतिं मर्त्या देवलोके च संस्थितिम् ॥ २९ ॥
न क्वचित्सुखमत्यंतं न क्वचिच्छाश्वती स्थितिः ।
स्थानाच्च महतो भ्रंशो दुःखलब्धात्पुनः पुनः ॥ ३० ॥

સિદ્ધ કહે છે –હે તાત! વિવિધ કર્મો કરીને તેમ કેવળ પુણ્યના યોગોથી મનુષ્યો આ લોકમા ફળ મેળવે છે, તેમ દેવલોકમા પણ નિવાસ કરે છે[૨૯] કોઈ પણ સ્થળે અત્યત સુખ પણ નથી, તેમ કોઈ પણ સ્થળે શાશ્વત (નિત્ય) સ્થિતિ પણ નથી તેમ દુ:ખ (શ્રમ)થી મેળવેલા મોટા મોટા સ્થાનમાથી ફરી ફરીને પતન થયા જ કરે છે[૩૦]

अशुभा गतयः प्राप्ताः कष्टा मे पापसेवनात् ।
काममन्युपरीतेन तृष्णया मोहितेन च ॥ ३१ ॥
पुनः पुनश्च मरणं जन्म चैव पुनः पुनः ।
आहारा विविधा भुक्ताः पीता नानाविधाः स्तनाः ॥३२॥

પાપનુ સેવન કરવાથી કામ અને ક્રોધથી વિંટાયેલા અને તૃષ્ણાથી મોહ પામેલા એવા મને દુ ખદાયક અશુભ ગતિઓ મળી હતી,[૩૧] મારુ ફરી ફરીને મરણ અને ફરી ફરીને જન્મ થયા કરે છે, વિવિધ આહારો મેં ખાધા છે અને નાના પ્રકારના સ્તનોનુ ધાવન કરેલુ છે,[૩૨]

मातरो विविधा दृष्टाः पितरश्च पृथग्विधाः ।
सुखानि च विचित्राणि दुःखानि च मयाऽनघ ॥ ३३ ॥
प्रियैर्विवासो बहुशः संवासश्चाप्रियैः सह ।
धननाशश्च संप्राप्तो लब्ध्वा दुःखेन तद्धनम् ॥ ३४ ॥

અનેક પ્રકારની માતાઓ તેમ જાત જાતના પિતાઓ મેં જોયા છે, હે અનઘ ( નિર્દોષ )! મેં વિચિત્ર સુખો અને દુ.ખો અનુભવ્યા છે,[૩૩] ઘણી વાર પ્રિય જનોથી દૂર વાસ કરવો પડ્યો છે (વિયોગ સહેવો પડ્યો છે), અને અપ્રિય જનો સાથે ગાઢ વાસ (સમાગમ) કરવો પડ્યો છે, ધનનો નાશ પણ મેં જોયો છે કે, જે ધન મેં દુ ખે કરીને મેળવેલુ હતું,[૩૪]

अवमानाः सुकष्टाश्च राजतः स्वजनात्तथा ।
शारीरा मानसा वापि वेदना भृशदारुणाः ॥ ३५ ॥
प्राप्ता विमाननाश्चोग्रा वधबंधाश्च दारुणाः ।
पतनं निरये चैव यातनाश्च यमक्षये ॥ ३६ ॥

રાજાઓ (રાજ પુરુષો) તથા સ્વજનો (કુટુબી આદિ)ને હાથે અપમાન અને અતિ કષ્ટ પણ વેઠ્યા છે, વળી શારીરિક અને માનસિક બન્ને જાતની ઘણી દારુણ વેદનાઓ પણ મેં ભોગવી છે,[૩૫] ભયકર અપમાનો વેઠ્યા છે અને ભયંકર વધ ( માર ) અને બધનો ( કેદખાના ) પણ અનુભવ્યા છે હું નરકમા પડ્યો હતો, અને યમના રાજ્યમા યાતના (દુ ખ) પણ મે ભોગવી છે[૩૬]

जरारोगाश्च सततं व्यसनानि च भूरिशः ।
लोकेऽस्मिन्ननुभूतानि द्वंद्वजानि भृशं मया ॥ ३७ ॥
ततः कदाचिन्निर्वेदान्निराकाराश्रितेन च ।
लोकतंत्रं परित्यक्त दुःखार्तेन भृशं मया ॥ ३८

જરાવસ્થા, રોગો અને નિત્ય અત્યત વ્યસનોનો (આપત્તિઓ)નો મેં અનુભવ કર્યો છે આ લોકમા દ્વદ્વ(દ્વૈત) ભાવથી થતા સર્વ દુ ખો મેં બહુ અનુભવ્યા છે[૩૭] આ પછી એક પ્રસગે અત્યત દુ ખી થયેલા એવા મેં કટાળીને નિરાકારનો આશ્રય લીધો, અને

લોકતંત્ર(તન, મન અને વાચાના વ્યવહારવાળા સસાર)નો સપૂર્ણ રીતે ત્યાગ કરી દીધો ૩૮

लोकेऽस्मिन्ननुभूयाहमिमं मार्गमनुष्ठितः ।
ततः सिद्धिरियं प्राप्ता प्रसादादात्मनो मया ॥ ३९ ॥
नाहं पुनरिहागंता लोकानालोकयाम्यहम् ।
आसिद्धेराप्रजासर्गादात्मनोऽपि गतीः शुभाः ॥ ४० ॥

પછી આ લોકમા અનુભવ કરીને આ માર્ગમા હું દાખલ થયો છુ, તેમા (પરમ) આત્માના પ્રસાદથી મને આ સિદ્ધિ મળી છે ૩૯ હવે હું ફરીથી અહિં આવનાર નથી, આ લોકને પણ હુ ફરીથી જોનાર નથી, તેમ જગતની ઉત્પત્તિથી માડીને મારો મોક્ષ થયો તેની વચે થયેલી શુભ ગતિઓનુ (પણ) હુ અવલોકન કરનાર નથી ૪૦*

उपलब्धा द्विजश्रेष्ठ तथेयं सिद्धिरुत्तमा ।
इतः परं गमिष्यामि ततः परतर पुनः ॥ ४१ ॥
ब्रह्मणः पदमव्यक्तं मा तेऽभूदत्र संशयः ।
नाहं पुनरिहागंता मर्त्यलोकं परंतप ॥ ४२ ॥
प्रीतोऽस्मि ते महाप्राज्ञ ब्रूहि किं करवाणि ते ।
यदीप्सुरुपपन्नस्त्वं तस्य कालोऽयमागतः ॥ ४३ ॥

* પ્રતાપચદ્ર રોયે આ શ્લોકનો એવો અર્થ કર્યો છે કે, “હવે મારે ફરીથી આ દુનિયામા આવવાનુ નથી હવે તો હુ જ્યા સૂધી શાશ્વત બ્રહ્મમા લય પામી જાઉં એટલે કે પ્રલય કાળ આવે ત્યા સૂધી મારી શુભ ગતિ અને જે પ્રાણીઓનુ આ વિશ્વ બન્યુ છે તે હુ જોયા કરીશ” આ અર્થ આગળ પાછળના શ્લોકનો સબવ જોતા મને યોગ્ય લાગતો નથી કેટલાક અન્ય ધર્માઓ એમ ક્યામતના દિવસ સુધી ઇન્સાફની રાહ જોવાનુ કહે છે, પણ હિન્દુઓ તત્કાળ મોક્ષને માને છે અને અત્રે સિદ્ધ પણ તેમ જ કહે છે

હે દ્વિજશ્રેષ્ઠ! આ પ્રમાણે આ ઉત્તમ સિદ્ધિ મેં પ્રાપ્ત કરી છે હવે હું એનાથી ઉપરના લોકમા, અને તે પછી પુન. તેનાથી પણ ઉપરના લોકમા જઇશ [૪૧] એમ કરતા કરતા હું બ્રહ્મના ધામમા પહોંચીશ, એમા તુ કંઈ સશય કરીશ મા હે પરતપ! હું આ મૃત્યુ લોકમા ફરીથી આવનારો નથી [૪૨] હે મહાબુદ્ધિવાળા! હું તારાપર પ્રસન્ન થયો છુ હું તારે માટે શુ કરુ તે કહે જેની ઇચ્છા કરીને તુ અત્રે આવ્યો છે, તે પૂર્ણ કરવાનો કાળ આ આવી લાગ્યો છે [૪૩]

अभिजाने च तदहं यदर्थं मामुपागतः ।
अचिरात्तु गमिष्यामि तेनाहं त्वामचूचुदम् ॥ ४४ ॥
भृशं प्रीतोऽस्मि भवतश्चारित्रेण विचक्षण ।
परिपृच्छस्व कुशलं भाषेयं यत्तवेप्सितम् ॥ ४५ ॥
बहु मन्ये च ते बुद्धिं भृशं संपूजयामि च ।
येनाहं भवता बुद्धो मेधावी ह्यसि काश्यप ॥ ४६ ॥

इति श्रीमहाभारते आश्वमेधिके पर्वाणि अनुगीतापर्वणि
प्रथमोऽध्यायः ॥ १ ॥

જેને અર્થે તુ મારી પાસે આવ્યો છે તે હુ જાણું છુ હું થોડા વખતમા ચાલ્યો જઇશ, માટે હું તને આ સૂચવુ છુ [૪૪] હે વિચક્ષણ! હુ તારા ચારિત્રથી ઘણો પ્રસન્ન થયો છુ, માટે તુ કુશલ (વાર્તા) પૂછી લે જે તને ઇચ્છિત–પ્રિય હશે તે હું કહીશ [૪૫] તારી બુદ્ધિ મને મોટી લાગે છે, અને હું તેની બહુ પૂજા કરુ છુ, કારણ કે તેથી તુ મને ઓળખી શકયો છે હે કાશ્યપ! તુ મેધાવી (બુદ્ધિવાળો) છે [૪૬]

इति श्रीमहाभारतमा आश्वमेधिकविषे अनुगीतापर्वमा 'ब्राह्मण अने काश्यपनो मेळाप' ए नामनो अध्याय १ लो समाप्त

## અધ્યાય ૨ જો

### બ્રાહ્મણ વાસુદેવ સવાદ

**वासुदेव उवाच–ततस्तस्योपसंगृह्य पादौ प्रश्नान्सुदुर्वचान् ।**
**प्रपच्छ तांश्च धर्मान्स प्राह धर्मभृतां वरः ॥ १ ॥**

બ્રાહ્મણ કહે છે -પછી તેણે (કાશ્યપે) તેના (સિદ્ધના) પાદ ગ્રહણ કરીને, વાચાથી સહેલમા ન કહી શકાય એવા પ્રશ્નો પૂછ્યા, અને ધર્મ જાણનારાઓમા શ્રેષ્ઠ તે સિદ્ધે તે ધર્મો (ઉત્તરરૂપે) કહ્યા [૧]

**काश्यप उवाच–कथं शरीरं च्यवते कथं चैवोपपद्यते ।**
**कथं कष्टाच्च संसारात्संसरन्परिमुच्यते ।**

કાશ્યપ કહે છે -આ શરીર કેમ પડી જાય છે, અને તે કેવી રીતે પાછુ પ્રાપ્ત થાય છે? આ દુ ખી સસારમાથી અર્થાત્ જન્મ-મરણના ફેરામાથી મોક્ષ કેમ થાય છે?[૨]*

**आत्मा च प्रकृतिं मुक्त्वा तच्छरीरं विमुञ्चति ।**
**शरीरतश्च निर्मुक्तः कथमन्यत्प्रपद्यते ॥ ३ ॥**

આત્મા પ્રકૃતિ(માયા)ને ભોગવીને તે શરીરનો ત્યાગ કેમ કરે છે, અને એક શરીરમાથી છૂટેલો આત્મા બીજુ શરીર કેમ મેળવે છે?[૩]†

---

* આગલા અધ્યાયમા નિત્ય અને અનિત્યના વિવેકવાળા વૈરાગ્યાદિ શિષ્યના ગુણો અને જ્ઞાનવિજ્ઞાનાદિ ગુરૂના ગુણો કહ્યા પછી જ્યારે સિદ્ધે કહ્યુ કે, હુ હવે પાછો આવનાર નથી ત્યારે કાશ્યપ ફરી ફરીને જન્મમરણ થવાનો પ્રકાર પૂછે છે

† મુબઇની પ્રતમા 'આત્મા પ્રકૃતિ(મૂળાવિદ્યા એટલે માયા)ને છોડીને તે શરીરનો ત્યાગ કેમ કરે છે' ઇત્યાદિ મતલબનો પાઠ છે કુભઘોણની પ્રતમા 'આત્મા (જીવ) એક શરીર સાથે જોડાયા પછી તે શરીરનો ત્યાગ કેમ કરે છે?' ઇત્યાદિ મતલબનો પાઠ છે કલકત્તાની પ્રતમા મૂળમા આપેલી મતલબનો પાઠ છે, અને તે યોગ્ય લાગે છે આગલા અધ્યાયમા ૪૧ મા શ્લોકમા ઉત્તરોત્તર ચઢતા લોકમા જવાની વાત સિદ્ધે કહી, તેપરથી આ પ્રશ્ન પૂછાયો છે

कथं शुभाशुभे चायं कर्मणी स्वकृते नरः ।
उपभुङ्क्ते क्व वा कर्म विदेहस्यावतिष्ठते ॥ ४ ॥

એક મનુષ્ય પોતે જાતે કરેલા શુભ અને અશુભ કર્મના ફળ કેમ અને ક્યા ભોગવે છે? અને દેહરહિત થયેલા (મરણ પામેલા)ના કર્મ કયા આગળ રહે છે?[૪] *

ब्राह्मण उवाच—एवं संचोदितः सिद्धः प्रश्नांस्तान्प्रत्यभाषत ।
आनुपूर्व्येण वार्ष्णेय तन्मे निगदतः शृणु ॥ ५ ॥

બ્રાહ્મણ શ્રીકૃષ્ણને કહે છે –કાશ્યપે સિદ્ધને આ પ્રમાણે પ્રશ્નો પૂછ્યા, એટલે સિદ્ધે તે પ્રશ્નોનો ઉત્તર જણાવ્યો તે, હે વૃષ્ણિવશના પુરુષ! હું અનુક્રમે કહું છુ તે તુ સાભળ[૫]

सिद्ध उवाच—आयुःकीर्तिकराणीह यानि कृत्यानि सेवते ।
शरीरग्रहणे यस्मिंस्तेषु क्षीणेषु सर्वशः ॥ ६ ॥
आयुःक्षयपरीतात्मा विपरीतानि सेवते ।
बुद्धिर्व्यावर्त्तते चास्य विनाशे प्रत्युपस्थिते ॥ ७ ॥
सत्त्वं बलं च कालं च विदित्वा चात्मनस्तथा ।
अतिवेलमुपाश्नाति स्वविरुद्धान्यनात्मवान् ॥ ८ ॥

સિદ્ધ કહે છે –આ શરીર ધારણ કરવામા મનુષ્ય, જે કૃત્યો આયુષ્ અને કીર્તિને કરનારા (આપનારા) છે તેમનુ સેવન કરે છે, તે (કર્મો)નો જ્યારે સર્વ રીતે ક્ષય થાય છે,[૬] ત્યારે આયુષ્ જેનુ ક્ષય થયુ છે એવો આત્મા વિપરીત (એટલે આયુષ્ અને કીર્તિ

* એકદર સાત પ્રશ્નો છે –૧ શરીરનો ક્ષય કેમ થાય છે? ૨ બીજું શરીર કેમ મળે છે? ૩ મોક્ષ કેમ થાય છે? ૪ પ્રકૃતિને છોડીને જીવ શરીરનો ત્યાગ કેમ કરે છે? ૫ જીવ બીજુ શરીર કેમ મેળવે છે? ૬ કર્મના ફળો કેમ ભોગવાય છે? અને ૭ કર્મો જીવની સાથે કેમ રહે છે?

વધારનારાથી વિરુદ્ધ) કર્મોનું સેવન કરે છે (અર્થાત્ જન્મમરણનો ફેરો વધે તેવા કર્મો કરે છે) જ્યારે વિનાશ પાસે આવે છે ત્યારે તેની બુદ્ધિ ઉલટી ચાલે છે ૭ પોતાના આત્માનું સત્ત્વ, બળ, તથા કાળ જાણ્યા પછી અનાત્મવાન્ (અણસમજુ) મનુષ્ય (પોતાના સત્ત્વ, બળ તથા કાળથી) વિરુદ્ધ કર્મો વખત કવખતે કરવા માંડે છે (પોતાની શક્તિ, બળ, કાળથી વિરુદ્ધ અન્ન ખાય છે) ૮*

यदायमतिकष्टानि सर्वाण्युपनिषेवते ।
अत्यर्थमपि वा भुङ्क्ते न वा भुङ्क्ते कदाचन ॥ ९ ॥
दुष्टान्नामिषपानं च यदन्योन्यविरोधि च ।
गुरु चाप्यमित भुङ्क्ते नातिजीर्णे दिवा पुनः ॥ १० ॥
व्यायाममतिमात्रं च व्यवायं चोपसेवते ।
सततं कर्मलोभाद्वा प्राप्तं वेगं विधारयेत् ॥ ११ ॥
रसाभियुक्तमन्नं वा दिवास्वप्नं च सेवते ।
अपक्वानागते काले स्वयं दोषान्प्रकोपयेत् ॥ १२ ॥

---

* અત્રે કાળ એટલે ઋતુ, મોસમ, અને કાળ એટલે બાલ્યાવસ્થા, યુવાવસ્થા, જરાવસ્થા, બન્ને અર્થો સમજવા પોતાની પાચનશક્તિ, નૈસર્ગિક કાર્ય કરવાની શક્તિ, અને સમય એ સર્વેનો વિચાર કરીને મનુષ્યે કાર્ય કરવું જરાવસ્થામા અતિસયોગ કે અતિ આહાર કરવો અથવા નિયમ વગર ખા ખા કરવું એ હાનિકારક છે, એમ જાણ્યા છતા માણસો તેમ કરે છે ત્યારે તેમને અણસમજુ જ જાણવા આત્મા વિનાના જાણવા સ્વ તેલગે "પૌર્વાત્ય પવિત્ર પુસ્તકો" (Sacred Books of the East) નામની એક ગ્રન્થમાળામા विदित्वा નહિ પણ अविदित्वा એવો પાઠ લીધો છે, અને કુંભકોણની પ્રતમા તે પાઠ છે તેનો અર્થ એવો થાય છે કે, 'આત્માનુ સત્ત્વ, બળ તથા કાળ નહીં જાણીને અનાત્મ મનુષ્યો પોતાનાથી વિરુદ્ધ કર્મો કવખતે કરે છે' એક પાઠ પ્રમાણે એવો અર્થ છે કે, અણસમજુ પુરુષો અજાણતા વિરુદ્ધ કર્મો કરે છે અને બીજા પ્રમાણે જાણીજોઇને, બેદરકાર બનીને વિરુદ્ધ કર્મો કરે છે

જ્યારે આવો મનુષ્ય સર્વ જાતના અતિશય દુ ખો પામે છે ત્યારે તે કોઇક વાર બહુ જ તેમ કરે છે (ખાય છે), અથવા કોઇક વાર બીલકુલ (ખાવાનુ) છોડી દે છે (પણ વચલો માર્ગ લઈ શરીર રક્ષણ કરતો નથી)[૯] તે ખરાબ અન્ન, ખરાબ આમિષ (માસ) અને ખરાબ પાન, તથા એકબીજાથી વિરુદ્ધ ગુણ ધરાવતા હોય તેવા પદાર્થો અને ભારે પદાર્થો અને માપ વગર, આગળનુ ખાધેલુ સપૂર્ણ રીતે પચ્યુ ન હોય ત્યારે ફરીને ખાય છે[૧૦] અતિશય કસરત કરે છે, અને અતિશય સભોગ કરે છે અને કર્મફલના લોભથી તેને નિત્ય મળમૂત્રાદિનો વેગ પ્રાપ્ત થયો હોય તો પણ અટકાવી રાખે છે[૧૧] અથવા તો તે બહુ જ નરમ (પાણી વાળા) પદાર્થોનુ અથવા દિવસે ખૂબ ઉંઘવાનુ જ સેવન કરે છે પછી નહીં પચેલુ અન્ન (અથવા બરાબર ન પકાવેલુ અન્ન) કુવખતે પોતાના (શરીરમાના) દોષોને ઉશ્કેરી મેલે છે[૧૨]

**स्वदोषकोपनाद्रोगं लभते मरणांतिकम् ।**
**अपि वोद्बंधनादीनि परीतानि व्यवस्यति ॥१३॥**
**तस्य तैः कारणैर्जंतोः शरीरं च्यवते सदा ।**
**जीवितं प्रोच्यमानं तद्यथावदुपधारय ॥१४॥**

આ પ્રમાણે દોષોનુ પ્રકોપન (ઉત્તેજન) થવાથી મરણરૂપ અત લાવનાર રોગનો લાભ થાય છે, અથવા તો ગળે ફાસો ખાવો, ઝેર પીવુ એવા એવા વિપરીત કર્મો કરે છે[૧૩] આ કારણોને

* આર્ય વૈદકમા રોગની ઉત્પત્તિ ત્રણ પ્રકારની માની છે વાત, પિત્ત અને કફ જ્યા સૂધી આ ત્રણનુ બળ સમાન હોય છે ત્યા સૂધી પ્રકૃતિ સારી ગણાય છે પણ એ ત્રણમાથી એકનુ પણ જોર વધે છે તો તે દોષ ગણાય છે, અને રોગનુ મૂળ જણાય છે અત્રે જે વિચાર કર્યો છે, તે ચરકમા જણાવેલા નિયમે કરેલો છે આખો વિષય જ તેમાથી લીધેલો છે સ્વ તીનાગે આનો અર્થ અવ્યવસ્થા કર્યો છે તે ખોટો છે

લીધે તે તે જતુના શરીરોનો ક્ષય થાય છે ત્યારે જીવ ગયો એમ કહેવાય છે, તે તું બરાબર સમજ[૧૪]

ऊष्मा प्रकुपितः काये तीव्रवायुसमीरितः ।
शरीरमनुपर्येत्य सर्वान्प्राणान् रुणद्धि वै ॥ १५ ॥
अत्यर्थं बलवानूष्मा शरीरे परिकोपितः ।
भिनत्ति जीवस्थानानि मर्माणि विद्धि तत्त्वतः ॥ १६ ॥
ततः सवेदनः सद्यो जीवः प्रच्यवते क्षरात् ।
शरीरं त्यजते जंतुश्छिद्यमानेषु मर्मसु ॥ १७ ॥

કાયામા તીવ્ર વાયુની પ્રેરણાથી ઉલ્ટી એટલે પિત્ત કોપાયમાન થાય છે અને તે પિત્ત શરીરમા ફેલાઈ જઈને સર્વ પ્રાણોને રુધી નાખે છે[૧૫] પિત્ત અત્યત બળવાન્ થઈને આખા શરીરમા કોપાયમાન થઈને ફેલાય છે, ત્યારે તે જીવના સ્થાનોને અને મર્મસ્થાનોને તોડે છે એમ તુ યથાર્થ રીતે જાણ[૧૬] પછી અત્યંત વેદના પામતો જીવ જડ શરીરનો ત્યાગ કરે છે જયા મર્મો છેદાઈ ગયા કે જતુ શરીરનો ત્યાગ કરે છે[૧૭]

वेदनाभिः परीतात्मा तद्विद्धि द्विजसत्तम ।
जातीमरणसंविग्नाः सततं सर्वजंतवः ॥ १८ ॥
दृश्यंते संत्यजंतश्च शरीराणि द्विजर्षभ ।
गर्भसंक्रमणे चापि मर्मणामतिसर्पणे ॥ १९ ॥
तादृशीमेव लभते वेदनां मानवः पुनः ।
भिन्नसंधिरथक्लेदमद्भिः स लभते नरः ॥ २० ॥

હે દ્વિજસત્તમ! વેદનાથી આત્મા વિંટાયેલો છે તે તુ જાણ સર્વ જતુઓને સતત જન્મ અને મરણ વળગેલા છે,[૧૮] અને, હે દ્વિજર્ષભ! તેઓ શરીરોનો સપૂર્ણ ત્યાગ કરતા જોવામા આવે

છે ગર્ભમા પ્રવેશ કરતી વેળાએ તેમજ ગર્ભોમાથી બહાર નીકળતી વેળાએ[१९]* મનુષ્યને ફરી ફરીને તેવી ને તેવીજ વેદના ભોગવવી પડે છે (અત સમયે) મનુષ્યને સાંધા તૂટવાના અને (જન્મ પ્રસગે ગર્ભાશયના) જળમા ભીના થવાના દુ ખોનો લાભ થાય છે[२०]

यथा पंचसु भूतेषु संभूतत्वं नियच्छति ।
शैत्यात्प्रकुपितः काये तीव्रवायुसमीरितः ॥ २१ ॥
यः स पंचसु भूतेषु प्राणापाने व्यवस्थितः ।
स गच्छत्यूर्ध्वगो वायुः कृच्छ्रान्मुक्त्वा शरीरिणः ॥२२॥

જાણે કે તે પાચ ભૂતોમા રહેલા એકત્રપણાનો જ નાશ કરતો હોય તેમ, જ્યારે શરીરમા શીતભાવનો પ્રકોપ થાય છે ત્યારે તેને બીજો તીવ્ર વાયુ કહેવામા આવે છે,[२१] કે જે પાચ ભૂતોમા પ્રાણ અને અપાન વાયુમા સ્થિતિ કરીને રહેલો છે (પાચ ભૂતોમા પ્રાણ અને અપાન તરીકે રહેલો તે) વાયુ શરીરનો ત્યાગ કરીને ઊંચે જાય છે[२२]

शरीरं च जहात्येवं निरुच्छ्वासश्च दृश्यते ।
स निरूष्मा निरुच्छ्वासो निःश्रीको हतचेतनः ॥ २३ ॥
ब्रह्मणा संपरित्यक्तो मृत इत्युच्यते नरः ।
स्रोतोभिर्यैर्विजानाति इंद्रियार्थान् शरीरभृत् ॥ २४ ॥

એ પ્રમાણે શરીરનો તે ત્યાગ કરે છે, અને ત્યારે શ્વાસ-રહિતપણુ જણાય છે ત્યારે ગરમી વગરનો, શ્વાસ વગરનો,

* गर्भसंक्रमणे નો અર્થ નીલકંઠ એવો કરે છે કે, પારલૌકિક દેહનો ત્યાગ કરીને આ લોકમા ગર્ભમા રહેલા દેહમા જીવ પ્રવેશ કરે છે સ્વ તેલગ मर्मणामतिसर्पणे ને બદલે कमणामतिसर्पणे અથાત્ કર્મો પૂર્ણ થતા એવો અર્થ કરે છે, પણ તે પરાપૂર્વના સબધથી યોગ્ય નથી

સૌંદર્ય વિનાનો, ચેતન વિનાનો,[૨૩] બ્રહ્મે (જીવે) ત્યજી દીધેલો (તે માણસ) મરી ગયો, એમ મનુષ્યને વિષે કહેવામા આવે છે શરીરને ધારણ કરનાર તે જે સ્રોત(ઇન્દ્રિયો)વડે ઇન્દ્રિયોના અર્થ-(વિષયો)ને જાણી શકે છે (ભોગ ભોગવે છે) [૨૪]

तैरेव न विजानाति प्राणानाहारसंभवान् ।
तत्रैव कुरुते काये यः स जीवः सनातनः ॥ २५ ॥
तथा यद्यद्भवेद्युक्तं सन्निपाते क्वचित् क्वचित् ।
तत्तन्मर्म विजानीहि शास्त्रदृष्टं हि तत्तथा ॥ २६ ॥

તે જ ઇન્દ્રિયોવડે તે મનુષ્ય આહારમાથી ઉત્પન્ન થતા પ્રાણોને જાણી શકતો નથી, કે તે જ શરીરમા જે કોઈ કાર્ય કરે છે તે જ સનાતન જીવ છે[૨૫] પછી જે જે કઈ કોઈ કોઈ વખતે (પચ ભૂતોના) ઝુમખામાથી છૂટુ પડતુ જણાય, તેને તેને તારે મર્મસ્થાનો તરીકે જાણવા. કારણ કે શાસ્ત્રમા તે પ્રમાણે વિચાર કરવામા આવ્યો છે[૨૬]

तेषु मर्मसु भिन्नेषु ततः स समुदीरयन् ।
आविश्य हृदयं जंतोः सत्त्वं चाशु रुणद्धि वै ॥
ततः सचेतनो जंतुर्नाभिजानाति किंचन ॥ २७ ॥
तमसा संवृतज्ञानः संवृतेष्वेव मर्मसु ।
स जीवो निरधिष्ठानश्चाल्यते मातरिश्वना ॥ २८ ॥

જ્યારે એ મર્મસ્થાનો ભેદાય છે ત્યારે તે જાગૃત થાય છે, અને જતુના હૃદયમા પ્રવેશ કરીને એકદમ સત્ત્વને રૂધે છે, અને ત્યારે ચેતનાવાળો તે જતુ કંઇ પણ વસ્તુને જાણી શકતો નથી.[૨૭] તમસથી (અવિદ્યાથી) જેનું જ્ઞાન ઘેરાયલુ છે એવો જીવ, જ્યારે

તેના મર્મો રોકાઈ જાય છે ત્યારે, સ્થાનરહિત થાય છે, અને માત્ર પવન તેને ચલાવે છે.[२८]

ततः स तं महोच्छ्वासं भृशमुच्छ्वस्य दारुणम् ।
निष्क्रामन्कंपयत्याशु तच्छरीरमचेतनम् ॥ २९ ॥
स जीवः प्रच्युतः कायात्कर्मभिः स्वैः समावृतः ।
अभितः स्वैः शुभैः पुण्यैः पापैर्वाऽप्युपपद्यते ॥ ३० ॥

પછી તે મહા ઉચ્છ્વાસ લેવા માડે છે, જે ઉચ્છ્વાસ ઘણો જ ભયકર હોય છે તે ઉચ્છ્વાસ બહાર નીકળતા કાપે છે, અને એકદમ તેનુ શરીર ચેતન વિનાનુ થાય છે[२९] તે જીવ કાયામાથી ભ્રષ્ટ થયા પછી પોતાના કર્મોથી વિંટાયલો હોય છે, તેના પોતાના શુભ પુણ્યવાળા કર્મો અથવા તો પાપકર્મો તેને ચોતરફથી વિંટી વળે છે[३०]

ब्राह्मणा ज्ञानसंपन्ना यथावच्छ्रुतनिश्चयाः ।
इतरं कृतपुण्यं वा तं विजानंति लक्षणैः ॥ ३१ ॥
यथांऽधकारे खद्योतं लीयमानं ततस्ततः ।
चक्षुष्मंतः प्रपश्यंति तथा च ज्ञानचक्षुषः ॥ ३२ ॥
पश्यंत्येवंविध सिद्धा जीवं दिव्येन चक्षुषा ।
च्यवतं जायमानं च योनिं चानुप्रवेशितम् ॥ ३३ ॥

જ્ઞાનથી સપન્ન તથા શ્રુતિઓનો યથાર્થ રીતે નિર્ણય જાણનારા બ્રાહ્મણો અમુક લક્ષણોથી તે કૃતપુણ્ય છે કે તેનાથી ઉલટો છે (પાપી છે) તે જાણે છે[३१] જેમ ચક્ષુવાળાઓ (દેખતા પુરુષ) પ્રકાશ કરતા આગિયાને અધકારમાં જુએ છે, તેમ જ્ઞાનચક્ષુવાળા તેને જુએ છે[३२] આ રીતે સિદ્ધો દિવ્યચક્ષુવડે નાશ પામતા, જન્મ લેતા અને યોનિમા પ્રવેશ કરતા જીવને જુએ છે.[३३]

तस्य स्थानानि दृष्टानि त्रिविधानीह शास्त्रतः ।
कर्मभूमिरियं भूमिर्यत्र तिष्ठंति जंतवः ॥ ३४ ॥
ततः शुभाशुभं कृत्वा लभंते सर्वदेहिनः ।
इहैवोच्चावचान् भोगान् प्राप्नुवंति स्वकर्मभिः ॥ ३५ ॥
इहैवाशुभकर्माणः कर्मभिर्निरयं गताः ।
अवाग्गतिरियं कष्टा यत्र पच्यंति मानवाः ।
तस्मात्सुदुर्लभो मोक्षो रक्ष्यश्चात्मा ततो भृशम् ॥३६॥

શાસ્ત્રદૃષ્ટિએથી જોતા જીવના ત્રણ પ્રકારના સ્થાનો જોવામા આવે છે આ ભૂમિ કર્મભૂમિ છે, કે જ્યા જંતુઓ રહે છે,[૩૪] સારા અથવા તો નરતા કર્મ કરીને સર્વ દેહધારીઓ આ લોકમાં જન્મે છે, અને આ લોકમા જ ઉચ્ચ નીચ ભોગો પોતાના કર્મ પ્રમાણે મેળવે છે [૩૫] આ લોકમા જ અશુભ કર્મો કરવાવાળા પોતાનાં કર્મોથી નરકમા જાય છે. આ (જન્મમરણની) કષ્ટકારક ગતિ કહી શકાય તેવી નથી, કે જ્યા માનવીઓને પકાવવામા આવે છે. આમાથી મોક્ષ મેળવવો અતિ મુશ્કેલ છે, માટે તેનાથી આત્માનું ખુબ રક્ષણ કરવુ જોઇએ [૩૬]

ऊर्ध्वं तु जंतवो गत्वा येषु स्थानेष्ववस्थिताः ।
कीर्त्यमानानि तानीह तत्त्वतः सन्निबोध मे ॥ ३७ ॥
तच्छ्रुत्वा नैष्ठिकीं बुद्धिं बुद्ध्येथाः कर्मनिश्चयम् ।
तारारूपाणि सर्वाणि यत्रैतच्चंद्रमंडलम् ॥ ३८ ॥
यत्र विभ्राजते लोके स्वभासा सूर्यमंडलम् ।
स्थानान्येतानि जानीहि जनानां पुण्यकर्मणाम् ॥ ३९ ॥

જંતુઓ ઉપર જઇને જે જે સ્થાનોમા સ્થિતિ કરી રહે છે,

તે તે લોકો (સ્થાનો) હું તારી પાસે કહું છુ, તે તુ મારી પાસેથી યથાર્થ રીતે સાભળ.[૩૭] તે સાભળીને તારી નૈષ્ઠિક (શ્રદ્ધાવાળી) બુદ્ધિ અને કર્મોનો નિશ્ચય થશે તે સર્વ સ્થાનો તારારૂપ છે જ્યા એક ચદ્રમડળ છે,[૩૮] ત્યા લોકમા સૂર્યમડળ પોતાના તેજથી પ્રકાશે છે પુણ્યકર્મ કરનારાં મનુષ્યોના આ સ્થાનો છે, તે તુ જાણ[૩૯]

कर्मक्षयाच्च ते सर्वे च्यवंते वै पुनः पुनः ।
तत्रापि च विशेषोऽस्ति दिवि नीचोच्चमध्यमः ॥ ४० ॥
न च तत्रापि संतोषो दृष्ट्वा दीप्ततरा श्रियम् ।
इत्येता गतयः सर्वाः पृथक्ते समुदीरिताः ॥ ४१ ॥
उपपत्तिं तु वक्ष्यामि गर्भस्याहमतः परम् ।
तथा तन्मे निगदतः शृणुष्वावहितो द्विज ॥४२॥

इति श्रीमहाभारते आश्वमेधिकेपर्वणि अनुगीतापर्वणि
द्वितीयोऽध्याय ॥ २ ॥

કર્મનો ક્ષય થતા તે સર્વે ફરી ફરીને પાછા અત્રે આવે છે ત્યા સ્વર્ગમા પણ નીચ, ઉચ્ચ અને મધ્યમ એવો વિશેષ (ભેદ) છે[૪૦] ત્યા પણ પોતાના કરતા વધારે પ્રકાશમાન શ્રીને જોઇને સતોષ થતો નથી આ સર્વે ગતિઓ છે, જે મેં તને છૂટી છૂટી કહી છે[૪૧] હવે પછી હું તને જીવને ગર્ભની પ્રાપ્તિ કેમ થાય છે, તે કહીશ હે દ્વિજ! તે તુ સાવધાન થઇને હું કહું, તે બરાબર સાભળ[૪૨]

इति श्रीमहाभारतमा आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमा 'ब्राह्मण अने सिद्धनो सवाद'ए नामनो अध्याय २ जो समाप्त

## અધ્યાય ૩ જો

### બ્રાહ્મણ અને સિદ્ધનો સંવાદ

ब्राह्मण उवाच—शुभानामशुभानां च नेह नाशोऽस्ति कर्मणाम् ।
प्राप्य प्राप्यानुपच्यंते क्षेत्रं क्षेत्रं तथा तथा ॥ १ ॥
यथा प्रसूयमानस्तु फली दद्यात्फलं बहु ।
तथा स्याद्विपुलं पुण्यं शुद्धेन मनसा कृतम् ॥ २ ॥

સિદ્ધ બ્રાહ્મણને કહે છે —શુભ અને અશુભ કર્મોનો નાશ આ લોકમા થતો નથી એક પછી એક એમ અનેક શરીરો પ્રાપ્ત કરવાથી કર્મના ફળ મળે છે[૧] ફળ આપનાર એક વૃક્ષ જેમ બહુ ફળ આપે છે, તેમ જ શુદ્ધ મનથી કરેલુ કર્મ ઘણા પુણ્યવાળુ ફળ આપે છે[૨]

पापं चापि तथैव स्यात्पापेन मनसा कृतम् ।
पुरोधाय मनो हीदं कर्मण्यात्मा प्रवर्तते ॥ ३ ॥
यथा कर्मसमाविष्टः काममन्युसमावृतः ।
नरो गर्भं प्रविशति तच्चापि शृणु चोत्तरम् ॥ ४ ॥

તેમ જ પાપી મનથી કરેલા કર્મનુ (ઘણા) પાપવાળુ પણ ફળ મળે છે, કારણ કે આત્મા મનને આગળ કરીને કર્મ કરવામા પ્રવર્તે છે.[૩] કર્મથી ઘેરાયલો અને કામ અને ક્રોધથી વિંટાયેલો મનુષ્ય ગર્ભમા કેમ પ્રવેશ કરે છે, તે પણ હવે પછી તું સાભળ[૪]

शुक्रं शोणितसंसृष्टं स्त्रिया गर्भाशयं गतम् ।
क्षेत्रं कर्मजमाप्नोति शुभं वा यदि वाऽशुभम् ॥ ५ ॥
सौक्ष्म्यादव्यक्तभावाच्च न च क्वचन सज्जति ।
संप्राप्य ब्राह्मणः कामं तस्मात्तद्ब्रह्म शाश्वतम् ॥ ६ ॥

तद्बीजं सर्वभूतानां तेन जीवंति जंतवः ।
स जीवः सर्वगात्राणि गर्भस्याविश्य भागशः ॥७॥

સ્ત્રીના ગર્ભાશયમા ગયેલુ શુક્ર લોહીની સાથે મિશ્ર થાય છે, અને કર્મને લીધે ઉત્પન્ન થયેલ શુભ અથવા અશુભ એવા ક્ષેત્રને એટલે શરીરને મેળવે છે[૫] તે પોતાના સૂક્ષ્મપણાને અને અવ્યક્ત ભાવને લીધે બ્રહ્મને જાણનારો જીવ, જ્યા સૂધી શરીર મેળવ્યા પછી પણ કશામા પણ આસક્ત થતો નથી, ત્યા સૂધી તે શાશ્વત બ્રહ્મ છે[૬*] તે સર્વ ભૂતોનુ બીજ છે, તેના વડે (સર્વ) જતુઓ જીવે છે, તે જીવ કટકે કટકે ગર્ભના સર્વ ગાત્રોમા પ્રવેશ કરીને,[૭]

दधाति चेतसा सद्यः प्राणस्थानेष्ववस्थितः ।
ततः स्पंदयतेऽङ्गानि स गर्भश्चेतनान्वितः ॥ ८॥
यथा लोहस्य निःस्यंदो निषिक्तो बिंबविग्रहम् ।
उपैति तद्वज्जानीहि गर्भे जीवप्रवेशनम् ॥ ९॥
लोहपिंडं यथा वह्निः प्रविश्य ह्यतितापयेत् ।
तथा त्वमपि जानीहि गर्भे जीवोपपादनम् ॥ १०॥

ચેતનાવડે પ્રાણના સર્વ સ્થાનોમા એકદમ સ્થિતિ કરીને ઇંદ્રિ-યોના ગોલકોને વિષે અભિમાન કરે છે. પછી (ઇન્દ્રિય સ્થાનોમા રહેલો મનરૂપ–ચેતનારૂપ ઉપાધિવાળો જીવ) ચેતનાવાળા તે ગર્ભના અગોને હલાવે છે[૮] (જીવ (૧) સૂક્ષ્મ છતા દેહમા વ્યાપે છે, અને તે (૨) અવ્યક્ત વ્યક્ત થાય છે કે (૩) અસગી સગી થાય છે, તેના ઉત્તરમા કહે છે કે) જેમ (ગાળેલા) લોઢાનો રસ

* આ શ્લોકનો અર્થ સ્પષ્ટ થતો નથી નીલકઠ કહે છે કે "બ્રહ્મને જાણનારો બ્રહ્મને ઓળખ્યા પછી અને ઇચ્છા પૂર્ણ થયા પછી બ્રહ્મરૂપ થાય છે" શ્લોકનો શબ્દાર્થ આ પ્રમાણે થતો નથી

બિબ(ઓટણા)મા પડતા બિંબ(ઓટણા)નુ સ્વરૂપ ધરે છે, તેમ જ ગર્ભમા જીવનો પ્રવેશ થતા (ગર્ભ વિષે) બને છે, એમ તુ જાણ (આ રીતે તે સૂક્ષ્મની વ્યાપકતા કહી છે)[૯] જેમ અગ્નિ (પોતે અવ્યક્ત હોવા છતા) લોઢાના પિંડ (ગઠ્ઠા)મા દાખલ થઈને તેને ખૂબ તપાવે છે અર્થાત્ વ્યક્ત થાય છે, તેમ જ ગર્ભમા જીવ આવ્યાથી થાય છે એમ તું જાણ (આ રીતે અવ્યક્ત જીવ વ્યક્ત થાય છે)[૧૦]

यथा च दीपः शरणे दीप्यमानः प्रकाशते ।
एवमेव शरीराणि प्रकाशयति चेतना ॥ ११ ॥
यद्यच्च कुरुते कर्म शुभं वा यदि वाऽशुभम् ।
पूर्वदेहकृतं सर्वमवश्यमुपभुज्यते ॥ १२ ॥
ततस्तु क्षीयते चैव पुनश्चान्यत्प्रचीयते ।
यावत्तन्मोक्षयोगस्तं धर्मं नैवावबुध्यते ॥ १३ ॥

જેમ ઘરમા પ્રકટાવેલો દીપક ઘરમા પ્રકાશ કરે છે, તેમ ચેતના (ઉપાધિવાળો જીવ) શરીરના સર્વ અગોમા પ્રકાશ કરે છે (દીપક ઘરની સર્વ વસ્તુથી અસગ રહે છે, છતા સગીની માફક પ્રકાશમાન કરે છે. કારણ કે દીપકના પ્રકાશના ફેલાવામા પદાર્થો બાધ કરે છે તેથી છાયા અર્થાત્ ઓળો પડે છે એટલે દીપક સ્વય દૂર હોવા છતા પ્રકાશરૂપ કિરણથી સગી બને છે ) તેમ જીવ વિષે જાણવું[૧૧] જે જે કંઈ શુભ વા અશુભ કર્મ જો જીવ કરે છે તો તે પૂર્વ દેહમા કરેલુ તે સર્વ કર્મ જીવને ભોગવવુ પડે છે[૧૨] તે કર્મો ભોગવતા તે (કર્મો)નો ક્ષય થાય છે, અને પાછા બીજા કર્મો ભેગા થાય છે (આ ક્રમ ચાલ્યા જ કરે છે) જ્યા સૂધી તેનો મોક્ષયોગ થાય નહિ (વિશેષ કર્મો થતા અટકે નહિ), ત્યા સૂધી આ (જીવનો) ધર્મ સમજાતો નથી[૧૩]

तत्र कर्म मवक्ष्यामि सुखी भवति येन वै ।
आवर्त्तमानो जातीषु यथाऽन्योन्यासु सत्तम ॥ १४ ॥
दानं व्रतं ब्रह्मचर्यं यथोक्तं ब्रह्मधारणम् ।
दमः मशांतता चैव भूतानां चाऽनुकंपनम् ॥ १५ ॥
संयमश्चानृशंस्यं च परस्वादानवर्जनम् ।
व्यलीकानामकरणं भूताना मनसा भुवि ॥ १६ ॥

આ વિષયમા અન્યોન્ય જન્મોમા ગુચવાયેલો જીવ જે કર્મ કરવાથી સુખી થાય છે, તે હું તને કહું છુ[૧૪] દાન, વ્રત, બ્રહ્મચર્ય, શાસ્ત્રમા કહેલી રીતે બ્રહ્મનુ ધારણ કરવુ (ધ્યાન ધરવુ), દમ, પ્રશાન્તતા, અને સર્વ ભૂતોપર અનુકપા,[૧૫] સયમ (ચિત્તની એકાગ્રતા), અક્રૂરતા, પારકાનું લેવાનો ત્યાગ, ભૂમિપરના ભૂતમાત્રનુ મનવડે પણ ભુંડુ ન કરવુ,[૧૬]

मात्रापित्रोश्च शुश्रूषा देवताऽतिथिपूजनम् ।
गुरुपूजा घृणा शौचं नित्यमिंद्रियसंयमः ॥ १७ ॥
प्रवर्तनं शुभाना च तत्सतां वृत्तमुच्यते ।
ततो धर्मः प्रभवति यः प्रजाः पाति शाश्वतीः ॥ १८ ॥
एवं सत्सु सदा पश्येत्तत्राप्येषा ध्रुवा स्थितिः ।
आचारो धर्ममाचष्टे यस्मिन् शांता व्यवस्थिताः ॥ १९ ॥

માતાપિતાની સેવા કરવી, દેવતા અને અતિથિનુ પૂજન કરવુ, ગુરુની પૂજા કરવી, દયા, શૌચ (પવિત્રતા), નિત્ય ઈન્દ્રિયોને સયમમા રાખવી,[૧૭] અને શુભ કર્મોને પ્રવર્તાવવા, એ સાધુ પુરુષોનુ વૃત્ત કહેવાય છે તેથી ધર્મ જન્મે છે કે જે પ્રજાનુ નિત્ય રક્ષણ કરે છે[૧૮] આવુ આચરણ સાધુ પુરુષોમા સદા જોવામાં આવે છે

ત્યા જ આવી સ્થિતિ ધ્રુવ એટલે અચલ રહે છે જે આચાર વિષે શાત મનના મનુષ્યો રહે છે,તે જ આચારને ધર્મ કહેવામા આવે છે [૧૯]

तेषु तत्कर्म निक्षिप्तं यः स धर्मः सनातनः ।
यस्तं समभिपद्येत न स दुर्गतिमाप्नुयात् ॥ २० ॥
अतो नियम्यते लोकः प्रच्यवन्धर्मवर्त्मसु ।
यश्च योगी च मुक्तश्च स एतेभ्यो विशिष्यते ॥ २१ ॥
वर्तमानस्य धर्मेण शुभं यत्र यथा तथा ।
संसारतारणं ह्यस्य कालेन महता भवेत् ॥ २२ ॥
एवं पूर्वकृतं कर्म नित्यं जंतुः प्रपद्यते ।
सर्वं तत्कारणं येन विकृतोऽयमिहागतः ॥ २३ ॥

સાધુ પુરુષોને જ તે કર્મ સોંપાયલુ છે, તે સનાતન ધર્મ છે, અને જે મનુષ્ય તેનુ પાલન કરે છે તેની દુર્ગતિ થતી નથી [૨૦] તેમને લીધે જ ધર્મભ્રષ્ટ થનારા લોકોને ધર્મના માર્ગમા વાળવામા આવે છે જે યોગી તથા મુક્ત છે, તે જ એક આનાથી વિશેષ છે [૨૧] ધર્મ પ્રમાણે વર્તનારાનુ શુભ તેના કર્મ પ્રમાણે થાય છે, અને તે સસારમાથી લાબે કાળે તરી જાય છે [૨૨] આવી રીતે પૂર્વ જન્મમા કરેલા કર્મનુ ફળ જીવને મળે છે આ સર્વનુ કારણ કર્મ છે, જે કર્મે કરીને આ આત્મા (પરબ્રહ્મ હોવા છતા) વિકાર પામીને (જીવ ભાવને પામી) આ જગતમા જન્મે છે [૨૩]

शरीरग्रहणं चास्य केन पूर्वं प्रकल्पितम् ।
इत्येवं संशयो लोके तच्च वक्ष्याम्यतः परम् ॥ २४ ॥
शरीरमात्मनः कृत्वा सर्वलोकपितामहः ।
त्रैलोक्यमसृजद्ब्रह्मा कृत्स्नं स्थावरजंगमम् ॥ २५ ॥

ततः प्रधानमसृजत्प्रकृतिं स शरीरिणाम् ।
यया सर्वमिदं व्याप्तं यां लोके परमा विदुः ॥ २६ ॥

(આ લોકમા) તેની પાસે શરીર ધારણ કરાવવાનુ કોણે પ્રથમ કલ્પ્યુ, એવો લોકમા સશય થાય છે તે વિષે હું હવે પછી કહીશ [૨૪] (કોઈ એમ શંકા કરશે કે, ચેતનવાળા આ અનેક જીવો સ્વતત્ર છે, તે કઈ બ્રહ્મના વિકાર નથી, તેના ઉત્તરમા કહે છે કે, સર્વ લોકોના પિતામહ બ્રહ્માએ (પ્રથમ) પોતાનુ (શુદ્ધ બ્રહ્મનું આકાશરૂપ) શરીર ઘડ્યું, અને પછી સ્થાવર તથા જગમ એવા સમસ્ત ત્રણ લોકોને ઉત્પન્ન કર્યા [૨૫] પછી તેણે "પ્રધાન"ને ઉત્પન્ન કર્યું એ પ્રધાન તે સર્વ શરીરવાળાની પ્રકૃતિ (માયા, ચેતના, મન જાણવી), કે જેનાથી આ સર્વ વ્યાપ્ત થયેલુ છે, અને જે લોકોમા પરમ (સર્વથી શ્રેષ્ઠ) મનાય છે [૨૬]

इदं तत्क्षरमित्युक्तं परं त्वमृतमक्षरम् ।
त्रयाणां मिथुनं सर्वमेकैकस्य पृथक् पृथक् ॥ २७ ॥
असृजत्सर्वभूतानि पूर्वहृष्टः प्रजापतिः ।
स्थावराणि च भूतानि इत्येषा पौर्विकी श्रुतिः ॥ २८ ॥
तस्य कालपरीमाणमकरोत्स पितामहः ।
भूतेषु परिवृत्तिं च पुनरावृत्तिमेव च ॥ २९ ॥

આ (જે જોવામા આવે છે તે)ને નાશવત કહેવામા આવે છે, અને જે બીજું (વિરુદ્ધ છે) તે અમૃત અને અક્ષર છે. (ક્ષર દેહ, અક્ષર જીવ અને શુદ્ધ બ્રહ્મ) આ ત્રણેમા સર્વ મિથુન (દ્વદ્વ એટલે ક્ષર અને અક્ષર,) પ્રત્યેક જીવના જૂદા જૂદા છે.[૨૭]* જેણે

* આ શ્લોક ઘણો અસ્પષ્ટ છે, માટે માત્ર શબ્દાર્થ આપેલો છે સ્વ તેલગે त्रयाणाम् એ શબ્દ છોડી દઇને ભાષાતર કર્યું છે, અને સ્વ રોયે પણ જેમતેમ અર્થ ગોઠવ્યો છે

પ્રથમ શ્રુતિમા જગતની ઉત્પત્તિ વિષે જોયુ છે એવા પ્રજાપતિએ સર્વ ભૂતોને અને સ્થાવર ભૂતોને ઉત્પન્ન કર્યા, એવી એક પ્રાચીન શ્રુતિ છે [૨૮] તે પિતામહે તે (શરીર)ના કાળના પરિમાણ (પ્રમાણ વિભાગ) કર્યાં, અને તે ભૂતોમા (દેવો, મનુષ્યો, પશુઓ, પક્ષીઓ આદિ ભૂતોમા) જન્મોની અને જન્મમરણના ફેરાની વ્યવસ્થા કરી [૨૯]

यथाऽत्र कश्चिन्मेधावी दृष्टात्मा पूर्वजन्मनि ।
यत्प्रवक्ष्यामि तत्सर्वं यथावदुपपद्यते ॥ ३० ॥

सुखदुःखे यथा सम्यगनित्ये यः प्रपश्यति ।
कायं चामेध्यसंघातं विनाशं कर्मसंहितम् ॥ ३१ ॥

यच्च किंचित्सुखं तच्च दुःखं सर्वमिति स्मरन् ।
संसारसागरं घोरं तरिष्यति सुदुस्तरम् ॥ ३२ ॥

આ વિષયમા પૂર્વજન્મમા પોતાના આત્માને જોયો છે, એવા કોઈ બુદ્ધિમાને જે જોયુ અને કહ્યુ છે તેમ જેમ બન્યુ છે તેમ હું સર્વ કહીશ [૩૦] સુખમા તથા દુ:ખમા એ બે અનિત્ય વિષયોમા જે સમ્યક્ (સમાન) દૃષ્ટિથી જુએ છે, જે કાયાને અપવિત્રતાના સમૂહરૂપ, વિનાશી અને કર્મથી બનેલી જુએ છે,[૩૧] અને જે કંઈ સહજ સુખ છે તે સર્વ દુ:ખરૂપ છે એમ જે યાદ કરે છે, તે આ દુસ્તર એવા ઘોર સંસારરૂપ સાગરને તરી જાય છે [૩૨]

जातीमरणरोगैश्च समाविष्टः प्रधानवित् ।
चेतनावत्सु चैतन्यं समं भूतेषु पश्यति ॥ ३३ ॥

निर्विद्यते ततः कृत्स्नं मार्गमाणः परं पदम् ।
तस्योपदेशं वक्ष्यामि याथातथ्येन सत्तम ॥ ३४ ॥

शाश्वतस्याव्ययस्याथ यदस्य ज्ञानमुत्तमम् ।
प्रोच्यमानं मया विप्र निबोधेदमशेषतः ॥ ३५॥

इति श्रीमहाभारते आश्वमेधिके पर्वणि अनुगीतापर्वणि
तृतीयोऽध्याय ॥ ३ ॥

જન્મ, મરણ અને રોગથી વિંટાયલો, પણ પ્રધાન-માયાને જાણવાવાળો, ચેતનાવાળા પ્રાણીઓમા પોતાના જેવુ જ ચૈતન્ય જુવે છે,[૩૩] અને સમસ્ત એવા પરમ પદને શોધે છે તે પુરુષ સર્વ વસ્તુઓ વિષે બેપરવા બને છે (તે માત્ર કર્મ કરવા માટે કર્મ કરે છે, ફળને માટે કર્મ કરતો નથી ) હે સત્તમ ! તેનો ઉપદેશ જેવો છે તેવો જ હું કહીશ [૩૪] હે વિપ્ર ! શાશ્વત અને અવ્યય એવા તેનુ જે ઉત્તમ જ્ઞાન હું કહુ છુ, તે તુ સપૂર્ણ રીતે સાભળ [૩૫]

इति श्रीमहाभारतमा आश्वमेधिकपर्वविषे अश्वमेधपर्वमा 'अनुगीता पर्व'
ए नामनो अध्याय ३ जो समाप्त

---

## અધ્યાય ૪ થો

### બ્રાહ્મણ અને સિદ્ધનો સવાદ ( ચાલુ )

ब्राह्मण उवाच—यः स्यादेकायने लीनस्तूष्णीं किंचिदचिंतयन् ।
पूर्वं पूर्वं परित्यज्य सतीर्णो बधनाद्भवेत् ॥ १ ॥
सर्वमित्रः सर्वसहः शमे रक्तो जितेंद्रियः ।
व्यपेतभयमन्युश्च आत्मवान्मुच्यते नरः ॥ २ ॥

બ્રાહ્મણ કહે છે —જે પુરુષ એક જ સ્થાનમા લીન થઈ, કઈ પણ પ્રકારનો વિચાર ન કરતા શાત રહે છે, અને ધીમે ધીમે એક

એકથી પહેલાનું ત્યજી દે છે, તે બંધનમાંથી તરી જાય છે[૧]* જે મનુષ્ય સર્વનો મિત્ર (અદ્રોહી) છે, જે સર્વ સ્થિતિ સહન કરે છે, જેની શમ(શાંતિ)માં પ્રીતિ છે, જે જિતેન્દ્રિય છે, જેનો ભય અને ક્રોધ દૂર થયેલો છે, તે આત્માવાળો નર મોક્ષ પામે છે[૨]

आत्मवत्सर्वभूतेषु यश्चरेन्नियतः शुचिः ।
अमानी निरभीमानः सर्वतो मुक्त एव सः ॥ ३ ॥
जीवितं मरणं चोभे सुखदुःखे तथैव च ।
लाभालाभे प्रियद्वेष्ये यः समः स च मुच्यते ॥ ४ ॥

સર્વ પ્રાણીઓને જે પોતાના જ જેવા ગણીને તેની સાથે વર્તે છે, જે વાસનાને નિયમમાં રાખે છે, જે પવિત્ર છે, જે અમાની છે, જે નિરભિમાની છે, તે સર્વ રીતે મુક્ત થયો ગણાય છે[૩] જીવિત અને મરણ, તેમ જ સુખ અને દુઃખ, તેમ લાભ અને ગેરલાભ, તેમ પ્રિય અને દ્વેષ્ય એ સર્વે દ્વન્દ્વને સમદૃષ્ટિએ જે જુએ છે, તેનો મોક્ષ થાય છે.[૪]

न कस्यचित् स्पृहयते नाऽवजानाति किंचन ।
निर्द्वंद्वो वीतरागात्मा सर्वथा मुक्त एव सः ॥ ५ ॥
अनमित्रश्च निर्बंधुरनपत्यश्च यः क्वचित् ।
त्यक्तधर्मार्थकामश्च निराकांक्षी च मुच्यते ॥ ६ ॥

---

* મૂળમાં 'એક જ સ્થાનને માટે एकायन શબ્દ છે' તેનો અર્થ સર્વ પદાર્થોનો એક આશ્રય એટલે બ્રહ્મ એવો થાય છે, અર્થાત્ કે બ્રહ્મમાં લીન થવું 'શાંત રહે છે' તે માટે મૂળમાં तूष्णी છે તેનો અર્થ એવો સમજવો કે, જે બ્રહ્મમાંથી આ જગત્ ઉત્પન્ન થયું છે એનામાં અને મારામાં કંઈ ભેદ નથી, એવું સમજે તો તે કંઈ પણ વિચાર કરતા શાંત રહે છે अहमेवेदसर्वोऽस्मीत्यभिमानमप्यकुर्वन्

नैव धर्मी न चाधर्मी पूर्वोपचितहायकः ।
धातुक्षयप्रशातात्मा निर्द्वद्वः स विमुच्यते ॥ ७ ॥

જે કોઇની વસ્તુની સ્પૃહા કરતો નથી, જે કોઇની અવગણના કરતો નથી, જે સર્વ વિરોધી દ્વન્દ્વ ગુણોથી રહિત છે, જેનો આત્મા રાગ વગરનો થયો છે, તેની સર્વથા મુક્તિ જ થાય છે[૫] જે શત્રુ વગરનો છે, જેના કોઇ બાધવો નથી, જેના કોઈ બાળકો નથી, જેણે ધર્મ, અર્થ અને કામનો ત્યાગ કર્યો છે, જે આકાક્ષા વગરનો છે તેની મુક્તિ થાય છે[૬] જે ધર્મી નથી, તેમ જે અધર્મી નથી, જેણે પૂર્વ કાળમા ભેગા કરેલા પાપપુણ્યરૂપ કર્મોનો ત્યાગ કર્યો છે, જેના ધાતુનો ક્ષય થવાથી આત્મા શાત પડેલો છે, જે વિરુદ્ધ દ્વન્દ્વ ગુણોથી રહિત છે તેનો મોક્ષ થાય છે[૭]

अकर्मवान् विकांक्षश्च पश्येज्जगदशाश्वतम् ।
अश्वत्थसदृशं नित्यं जन्ममृत्युजरायुतम् ॥
वैराग्यबुद्धिः सततमात्मदोषव्यपेक्षकः ॥८॥
आत्मबंधविनिर्मोक्षं स करोत्यचिरादिव ॥ ९ ॥
अगंधमरसस्पर्शमशब्दमपरिग्रहम् ।
अरूपमनभिज्ञेयं दृष्ट्वाऽऽत्मानं विमुच्यते ॥ १० ॥

જે કઈ કર્મો જ કરતો નથી, જે કાક્ષાથી રહિત છે, જે આ જગતને અશાશ્વત (નાશવત) પીપળાના જેવુ, જન્મ, મરણ અને જરાવાળુ જુએ છે તે,[૮] વળી વૈરાગ્યની બુદ્ધિવાળો, અને નિત્ય પોતાના જ દોષને જોનારો, જલદીથી પોતાના આત્માના બધનો તોડી શકે છે[૯] જે પુરુષ પોતાના આત્માને ગધ વગરનો, રસ વગરનો, સ્પર્શ વગરનો, શબ્દ વગરનો, શરીર વિનાનો, રૂપ વિનાનો, અને નહિં સમજી શકાય તેવો સમજે છે, તેનો મોક્ષ થાય છે[૧૦]

पंचभूतगुणैर्हीनममूर्तिमदहेतुकम् ।
अगुणं गुणभोक्तारं यः पश्यति स मुच्यते ॥ ११ ॥
विहाय सर्वसंकल्पान् बुद्ध्या शारीरमानसान् ।
शनैर्निर्वाणमाप्नोति निरिंधन इवाऽनलः ॥ १२ ॥
सर्वसंस्कारनिर्मुक्तो निर्द्वंद्वो निष्परिग्रहः ।
तपसा इंद्रियग्रामं यश्चरेन्मुक्त एव सः ॥ १३ ॥
विमुक्तः सर्वसंस्कारैस्ततो ब्रह्म सनातनम् ।
परमाप्नोति संशांतमचलं नित्यमक्षरम् ॥ १४ ॥

જે પોતાના આત્માને પચભૂતના ગુણો વગરનો, આકાર વિનાનો, કારણુ વિનાનો, ગુણો વિનાનો, પણુ ગુણોને ભોગવનાર તરીકે જુવે છે, તેનો મોક્ષ થાય છે[૧૧] બુદ્ધિપૂર્વક જે કોઈ શારીરિક અને માનસિક સર્વ સકલ્પોનો ત્યાગ કરે છે, તે ધીમે ધીમે, બળતણુ વિનાના અગ્નિની પેઠે, નિર્વાણુને પામે છે[૧૨] સર્વ સંસ્કારોથી મુક્ત થયેલો, વિરોધી, દ્વન્દ્વ ગુણો વિનાનો, કુટુબકબીલા વિનાનો, અને તપોબળવડે ઇન્દ્રિયોના સમુદાયને ચલાવનારો મોક્ષ પામે છે,[૧૩] સર્વ સસ્કારોથી વિમુક્ત થયેલો જીવ સનાતન, પરમ, શાત, અચળ, નિત્ય અને અક્ષર એવા બ્રહ્મને પામે છે.[૧૪]

अतःपरं प्रवक्ष्यामि योगशास्त्रमनुत्तमम् ।
युंजतः सिद्धमात्मानं यथा पश्यति योगिनः ॥ १५ ॥
तस्योपदेशं वक्ष्यामि यथावत्तन्निबोध मे ।
यैर्द्वारैश्चारयन्नित्यं पश्यत्यात्मानमात्मनि ॥ १६ ॥
इंद्रियाणि तु संहृत्य मन आत्मनि धारयेत् ।
तीव्रं तप्त्वा तपः पूर्वं मोक्षयोगं समाचरेत् ॥ १७ ॥

હવે હું તને યોગશાસ્ત્ર કે જેના કરતા કોઈ ઉત્તમ નથી, તેના વિષે તેમજ ધ્યાન ધરીને, સિદ્ધ એવા આત્માને જે રીતે યોગીઓ જુવે છે તે વિષે હું કહીશ [૧૫] ઇંદ્રિયનિગ્રહના જે ઉપાયોથી યોગી મનને શરીર વિશે અતર્મુખ કરે છે, તેનો ઉપદેશ હું તને કહીશ તે તુ મારી પાસેથી યથાર્થ રીતે સાભળ [૧૬] ઈન્દ્રિયોને તેના વિષયોથી છૂટી પાડીને મનને આત્માને વિષે ધારણ કરવુ, પછી પ્રથમ તીવ્ર તપ તપીને મોક્ષ આપનારા યોગની પ્રવૃત્તિ કરવી [૧૭]

तपस्वी सततं युक्तो योगशास्त्रमथाचरेत् ।
मनीषी मनसा विप्रः पश्यन्नात्मानमात्मनि ॥ १८ ॥
सचेच्छक्नोत्ययं साधुर्योक्तुमात्मानमात्मनि ।
तत एकांतशीलः स पश्यत्यात्मानमात्मनि ॥ १९ ॥
संयतः सततं युक्त आत्मवान्विजितेंद्रियः ।
तथा य आत्मनाऽऽत्मानं संप्रयुक्तः प्रपश्यति ॥ २० ॥

મનને જિતનારો, મનને આત્મામા નિત્ય યોજનારો, તપસ્વી અને ડાહ્યો બ્રાહ્મણ યોગશાસ્ત્રમા કહ્યા પ્રમાણે યોગસાધના કરે છે તો નિરુદ્ધ કરેલા મનવડે પોતાના આત્મામા આત્માને જુવે છે [૧૮] જો તે સાધુ આત્માને આત્મા વિષે યોજવાને શક્તિવાન્ થાય છે તોપછી એકાતમા રહેવાવાળો તે પરમ આત્માને (પોતાના) આત્મા વિષે જુવે છે [૧૯] વળી સયમવાળો, સતત યોગ સાધનારો, જિતેન્દ્રિય, આત્માવાળો અને યોગબળવડે યોજાયેલો પુરુષ આત્માવડે આત્માને જુવે છે [૨૦]

यथा हि पुरुषः स्वप्ने दृष्ट्वा पश्यत्यसाविति ।
तथा रूपमिवात्मानं साधुयुक्तः प्रपश्यति ॥ २१ ॥

इषीकां च यथा मुंजात्कश्चिन्निष्कृष्य दर्शयेत् ।
योगी निष्कृष्य चात्मानं तथा पश्यति देहतः ॥ २२॥
मुंजं शरीरमित्याहुरिषीकामात्मनि श्रिताम् ।
एतन्निदर्शनं प्रोक्तं योगविद्भिरनुत्तमम् ॥ २३ ॥

જેમ કોઈ પુરુષ સ્વપ્નમા કોઈ ન જોયલાને જોયા પછી, જાગ્રત થતા 'તે જ આ' એમ જુવે છે, તેમ સમાધિમાં આત્માને જોયા પછી યોગ જાણનારો સાધુ પોતાના આત્માને વિશ્વરૂપે જુવે છે[૨૧] જેમ કોઈ મુંજ ઘાસમાથી ઈષિકા (સોટી) ખેંચી કાઢીને બતાવે છે, તેમ યોગી પણ દેહમાંથી આત્માને ખેંચી કાઢીને જુવે છે[૨૨] વિદ્વાનો મુંજને શરીર કહે છે, અને ઈષિકા આત્માને આશ્રયે છે એમ કહે છે યોગને જાણનારાઓએ આ એક અતિ ઉત્તમ દૃષ્ટાંત કહ્યો છે.[૨૩]

यदा हि युक्तमात्मानं सम्यक् पश्यति देहभृत् ।
न तस्येहेश्वरः कश्चित्त्रैलोक्यस्यापि यः प्रभुः ॥ २४ ॥
अन्यान्याश्चैव तनवो यथेष्टं प्रतिपद्यते ।
विनिवृत्य जरां मृत्युं न शोचति न हृष्यति ॥ २५ ॥
देवानामपि देवत्वं युक्तः कारयते वशी ।
ब्रह्मचाव्ययमाप्नोति हित्वा देहमशाश्वतम् ॥ २६ ॥

જ્યારે દેહને ધારણ કરવાવાળા યોજાયેલા આત્માને બરાબર જુવે છે ત્યારે તેના કરતા કોઈ સત્તાવાન્ આ લોકમા હોતો નથી, પછી તે ત્રણ લોકનો પ્રભુ હોય તો પણ શું? (અર્થાત્ કે ત્રણ લોકના પ્રભુ કરતા પણ તે બળવાન્ હોય છે)[૨૪] તે પોતાની ઈચ્છા પ્રમાણે (દેવ, ગંધર્વ, મનુષ્ય વગેરે જેવા જોઈએ તેવા) શરીરો

શરીરના સર્વે પ્રાણો લીન થઈ જાય છે, અને હું ચાલવા લાગુ છુ, એટલે સર્વે પુન ચાલવા લાગે છે, માટે હું શ્રેષ્ઠ છુ હવે હું લીન થાઉં છુ તે જુઓ "[૧૯] પછી ઉદ્દાન લીન થયો અને પાછો ચાલવા લાગ્યો, ત્યારે પ્રાણ અને અપાન, સમાન અને વ્યાન તેને કહેવા લાગ્યા –"હે ઉદ્દાન! તુ કઈ શ્રેષ્ઠ નથી માત્ર વ્યાનજ તારા વશ છે "[૨૦]

ब्राह्मण उवाच–ततस्तानब्रवीद्ब्रह्मा समवेतान्प्रजापतिः ।
सर्वे श्रेष्ठा न वा श्रेष्ठाः सर्वे चान्योन्यधर्मिणः ॥ २१ ॥
सर्वे स्वविषये श्रेष्ठाः सर्वे चान्योन्यधर्मिणः ।
इति तानब्रवीत्सर्वान्समवेतान्प्रजापतिः ॥ २२ ॥
एकः स्थिरश्चास्थिरश्च विशेषात्पच वायवः ।
एक एव ममैवात्मा बहुधाप्युपचीयते ॥ २३ ॥
परस्परस्य सुहृदो भावयंतः परस्परम् ।
स्वस्ति व्रजत भद्रं वो धारयध्वं परस्परम् ॥ २४ ॥

इति श्रीमहाभारते आश्वमेधिके पर्वणि अनुगीतापर्वणि
अष्टमोऽध्याय ॥ ८ ॥

પછી ત્યા ભેગા થયેલા તે બધાને પ્રજાપતિ બ્રહ્માએ કહ્યુ –"તમે બધા શ્રેષ્ઠ છો અને તમારામા કોઈ શ્રેષ્ઠ નથી પણ તમે બધા એક બીજા પ્રતિ ધર્મ ધરાવનારા છો [૨૧] બધા પોતપોતાના વિષયમા શ્રેષ્ઠ છો, બધા એકબીજા પ્રતિ ધર્મવાળા છો" વળી આ પ્રમાણે ત્યા ભેગા થયેલા તેમને પ્રજાપતિએ કહ્યુ –[૨૨] "એક સ્થિર છે અને અસ્થિરે છે (વિષય) વિશેષને લીધે વાયુ પાચ જાતિના છે મારો આત્મા જ માત્ર એકજ છે, પણ તે ઘણેરૂપે પ્રકટે છે [૨૩] એક

બીજાના સુહૃદ્ થાઓ, પરસ્પર ભાવ રાખો, તમારું ભલું થાઓ, સુખે પધારો, અને એકબીજાને ધારણા દેઓ."૨૪*

इति श्रीमहाभारतमा आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमा ब्राह्मणगीतामा *'प्राणआदिनो संवाद' ए नामनो अध्याय ८ मो समाप्त*

---

## અધ્યાય ૯ મો
### પ્રાણની ઉત્પત્તિ

**ब्राह्मण उवाच—अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् ।**
**नारदस्य च संवादमृषेर्देवमतस्य च ॥ १ ॥**

બ્રાહ્મણ કહે છે—આ વિષયમા પણ નારદ અને દેવમત નામના ઋષિના સવાદનો આ પુરાતન ઇતિહાસનો આ દાખલો આપવામા આવે છે ૧

**देवमत उवाच—जंतोः संजायमानस्य किंनु पूर्वं प्रवर्त्तते ।**
**प्राणोऽपानः समानो वा व्यानो वोदान एव च ॥ २ ॥**

દેવમત કહે છે—જન્મ પામતા જતુની પૂર્વે કોની પ્રવૃત્તિ હોય છે? પ્રાણ કે અપાન કે સમાન કે વ્યાન કે ઉદાનની?૨

**नारद उवाच—येनायं सृज्यते जंतुस्ततोऽन्यः पूर्वमेति तम् ।**
**प्राणद्वंद्वं हि विज्ञेयं तिर्यगूर्ध्वमधश्च यत् ॥ ३ ॥**

નારદ કહે છે—આ જતુને જે સરજાવે છે, તેનાથી બીજો જ

---

* આ આખ્યાયિકાનુ તાત્પર્ય એ છે, કે પ્રાણ તો એક જ છે, પણ ઉપાધિના ભેદથી તેના પાચ ભાગ થયા છે, અને તે એકબીજાને વળગીને રહેલા છે પરમાત્મા પણ એક જ છે, પણ તે ઉપાધિને લીધે અનેક ભાવ ધારણ કરી અરસપરસ હર્ષ વિષાદ, ભોક્તા અને ભોગ્યના ભાવે ભોગવે છે તેટલા માટે મનુષ્યે એકાત્મ બુદ્ધિથી સર્વત્ર અનુકપા કરવી, ધારણા દેવી, ક્ષમા રાખવી ઇત્યાદિ

તેની પાસે પૂર્વે આવે છે કારણ કે, પ્રાણના દ્વંદ્વ (જોડકા) હોય છે, તે તિર્યક્ એટલે આડા, ઊર્ધ્વ એટલે ઉંચા અને અધ એટલે નીચા હોય છે ૩

देवमत उवाच–केनायं सृज्यते जंतुः कश्चान्यः पूर्वमेति तम् ।
प्राणद्वंद्वं च मे ब्रूहि तिर्यगूर्ध्वमधश्च यत् ॥ ४ ॥

દેવમત કહે છે –આ જતુને કોણ સરજે છે, બીજો કોણ તેની પાસે પહેલા આવે છે, પ્રાણદ્વદ્વ (પ્રાણના જોડકા) જે આડા, ઉંચે, અને નીચે જાય છે, તે શુ છે તે કહો ૪

नारद उवाच–संकल्पाज्जायते हर्षः शब्दादपि च जायते ।
रसात्संजायते चापि रूपादपि च जायते ॥ ५ ॥
शुक्राच्छोणितसंसृष्टात्पूर्वं प्राणः प्रवर्त्तते ।
प्राणेन विकृते शुक्रे ततोऽपानः प्रवर्त्तते ॥ ६ ॥
शुक्रात्संजायते चापि रसादपि च जायते ।
एतद्रूपमुदानस्य हर्षो मिथुनमंतरा ॥ ७ ॥

નારદ કહે છે –સકલ્પમાથી હર્ષ (જતુ) ઉત્પન્ન થાય છે, તેમ તે (વૈદિક) શબ્દમાથી પણ (सोऽकामयत बहुस्या प्रजायेय એ શ્રુતિ પ્રમાણે તેણે અનેકરૂપે જોરથી જન્મવાની ઇચ્છા કરી તેથી) જન્મે છે, તે રસમાથી (વર્ષાદમાથી) પણ જન્મે છે, અને રૂપમાથી બીજ-માથી) પણ જન્મે છે ૫* શોણિત (લોહીવાળા) શુક્રમાથી પ્રથમ પ્રાણની (લિગાત્માની) પ્રવૃત્તિ થાય છે પછી જ્યારે પ્રાણને લીધે શુક્રમા (જન્માદિના) વિકારો થાય છે ત્યારે (મૃત્યુના છેવટના

* શબ્દ, રૂપ અને રસમાથી હર્ષ (જતુ)ની ઉત્પત્તિ કહી, પણ ગધ અને સ્પર્શમાથી હર્ષ (જતુ)ની ઉત્પત્તિ કહી નથી, તેથી એમ લાગે છે કે, વચમા કઈ લીટી ખૂટે છે

વિકારવાળો ) અપાન તેમા પ્રવર્તે છે ૬* શુક્રમાથી પણ (હર્ષ એટલે જતુ) જન્મે છે, તેમ રસમાથી પણ જન્મે છે આ રૂપ ઉદાનનુ છે હર્ષ (જતુ) એ બે (કારણ અને કાર્ય)ની વચમા મિથુનમા (સમાગમમા) રહે છે (तं यदन्तरा तद्ब्रह्म એવી શ્રુતિ છે)૭

कामात्संजायते शुक्र शुक्रात्संजायते रजः ।
समानव्यानजानिते सामान्ये शुक्रशोणिते ॥ ८ ॥
प्राणापानाविदं द्वंद्वमवाक् चोर्ध्वं च गच्छतः ॥
व्यानः समानश्चैवोभौ तिर्यग्द्वंद्वत्वमुच्यते ॥ ९ ॥
अग्निर्वै देवता सर्वा इति देवस्य शासनम् ।
संजायते ब्राह्मणस्य ज्ञानं बुद्धिसमन्वितम् ॥ १० ॥

કામ(ઇચ્છા)માથી શુક્ર જન્મે છે, અને શુક્રમાથી રજ ઉત્પન્ન થાય છે શુક્ર અને શોણિત (રજ) એ બે સમાન અને વ્યાનથી જન્મે છે, અને સામાન્ય છે ૮ પ્રાણ અને અપાન એ બેનુ (કામવૃત્તિ નામનુ) દ્વદ્વ છે તે ઉંચે અને નીચે જાય છે, વ્યાન અને સમાન એ બેનું જે દ્વદ્વ છે, તેને તિર્યક્ (આડુઅવળુ જનારુ) દ્વન્દ્વ કહેવામા આવે છે ૯ अग्निर्वै देवता सर्वा. અગ્નિ જ સર્વ દેવતા (રૂપ) છે, એવુ દેવનુ ( વેદનુ ) શાસન (શિક્ષણ) છે (એ વેદમાથી જ) બ્રાહ્મણ(અગ્નિસ્વરૂપ પરમાત્મા)નુ બુદ્ધિવાળુ સપૂર્ણ જ્ઞાન થાયછે ૧૦

---

* આ શ્લોકમા શુક્ર શબ્દ અદૃષ્ટનો વાચક છે અને શોણિત શબ્દ રાગાદિકનો વાચક છે, તેથી એવો અર્થ થાય છે કે, પ્રાણ કહેતા લિગાત્મા વાસનાયુક્ત અદૃષ્ટને લીધે જગતને ઉત્પન્ન કરવાની પ્રવૃત્તિ કરે છે જન્માદિક છ વિકારવાળા શુક્રરૂપ થાય છે, તેમાથી વાસના અને કર્મવડે દેહ ઉત્પન્ન થાય છે તે પછી અપાન કહેતા મૃત્યુ નામનો છેલ્લો પ્રવર્તે છે અર્થાત્ શરીર પડી જાય છે અર્થાત્ પ્રાણ અદૃષ્ટને લઇને શુક્રરૂપે થઈ દેહરૂપ થાય છે અને તે દેહ જન્મ આદિ ૭ વિકારોને ઉત્તરોત્તર પ્રાપ્ત થઈ છેવટે નાશ પામે છે

तस्य धूमस्तमोरूपं रजो भस्म सुतेजसः ।
सर्वं संजायते तस्य यत्र प्रक्षिप्यते हविः ॥ ११ ॥
सत्वात्समानो व्यानश्च इति यज्ञविदो विदुः ।
प्राणापानावाज्यभागौ तयोर्मध्ये हुताशनः ॥ १२ ॥
एतद्रूपमुदानस्य परमं ब्राह्मणा विदुः ।
निर्द्वंद्वमिति यत्त्वेतत्तन्मे निगदतः शृणु ॥ १३ ॥

તેનો ધૂમાડો તે તમોરૂપ છે, તેની ભસ્મ તે રજસ્‌રૂપ છે જ્યા અગ્નિના તેજમા (ભોક્તામા) હવિ નાખવામા આવે, તેમાથી સર્વ જન્મે છે[૧૧] સત્વગુણમાથી સમાન અને વ્યાન જન્મે છે, એમ વેત્તાઓ જાણે છે પ્રાણ અને અપાન તો આજ્ય (ઘૃત)નો ભાગ છે, તેમની વચમા હુતાશન છે[૧૨]* બ્રાહ્મણો (વેદ) જાણે છે, તે પ્રમાણે ઉદાનનું આ પરમ રૂપ છે. હવે જે નિર્દ્વંદ્વ છે, તે વિષે હું કહું છુ, તે તું સાભળ[૧૩]

अहोरात्रमिदं द्वंद्वं तयोर्मध्ये हुताशनः ।
एतद्रूपमुदानस्य परमं ब्राह्मणा विदुः ॥ १४ ॥

---

* જીવ તથા બ્રહ્મની સગત કરાવનારા યોગનુ નામ યજ્ઞ છે સમાન અને વ્યાન એ સર્વ દૃષ્ટ તથા શ્રુતવાચક છે, અને તે બુદ્ધિસત્વથી ઉત્પન્ન થાય છે એ વાત યોગીઓએ અનુભવથી સિદ્ધ કરી છે આ શ્લોકનો આ ભાવ છે–વેદમા શ્યેન યાગ કહ્યો છે, જ્યોતિષ્ટોમ યાગ કરવાનુ કહ્યુ છે, અને પરબ્રહ્મની ઉપાસના કરવાનું પણ કહ્યુ છે જે તમોગુણી છે તે શ્યેનયાગ કરે છે, રજોગુણી જ્યોતિષ્ટોમ યાગ કરે છે, અને સત્વગુણી બ્રહ્મની ઉપાસના કરે છે તેઓમા જે યજ્ઞવેત્તા કહેતા યોગ વેત્તા છે, તેઓ સાત્વિક સાધનને જ શ્રેષ્ઠ માને છે, પણ બીજા સાધનને શ્રેષ્ઠ માનતા નથી જેમ ઘીના બે ભાગ હોમવાથી અગ્નિ પ્રદીપ્ત થાય છે, તે પ્રમાણે જ પૂર્વોપાધિના પ્રવિલાપ કરવારૂપી પ્રાણના અને અપાનના જપ કરવામા આવે છે એટલે ઉદાન નામના પરબ્રહ્મના ભ્રૂકુટિના મધ્યમા દર્શન થાય છે

सत्त्वासच्चैव तद्द्वंद्वं तयोर्मध्ये हुताशनः ।
एतद्रूपमुदानस्य परमं ब्राह्मणा विदुः ॥ १५ ॥
ऊर्ध्वं समानो व्यानश्च व्यस्यते कर्म तेन तत् ।
तृतीयं तु समानेन पुनरेव व्यवस्यते ॥ १६ ॥
शांत्यर्थं व्यानमेकं च शांतिर्ब्रह्म सनातनम् ।
एतद्रूपमुदानस्य परमं ब्राह्मणा विदुः ॥ १७ ॥
इति श्रीमहाभारते आश्वमेधिके पर्वणि अनुगीतापर्वणि
ब्राह्मणगीतासु नवमोऽध्याय ॥ ९ ॥

દિવસ અને રાત્રિ એ એક દ્વંદ્વ છે, તેમની વચમા હુતાશન છે બ્રાહ્મણો જાણે છે, તે પ્રમાણે ઉદાનનુ (ઉત્કર્ષથી ચેતના કરાવનારનું, પરમાનંદનું) આ પરમ રૂપ છે [૧૪] સત્ અને અસત્ એ એક દ્વંદ્વ છે, તેમની વચમા હુતાશન છે બ્રાહ્મણો જાણે છે, તે પ્રમાણે ઉદાનનુ આ પરમરૂપ છે [૧૫*] સમાન અને વ્યાન ઉંચા રહે છે, અને વ્યાનવડે કર્મનો વિસ્તાર થાય છે પછી વળી પાછી સમાન ત્રીજાની વ્યવસ્થા કરે છે [૧૬†] શાંતિને માટે જ વ્યાન છે, અને શાંતિ તે સનાતન બ્રહ્મ છે. બ્રાહ્મણો (વેદો) જાણે છે, તેમ ઉદાન (ઉત્કર્ષથી ચેતના કરાવનાર પરમાનંદ પરબ્રહ્મ)નુ આ પરમ રૂપ છે [૧૭]

इति श्रीमहाभारतमा आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमा ब्राह्मणगीतामा
'प्राणानी उत्पत्ति' ए नामनो अध्याय ९ मो समाप्त

---

* એક પ્રતમા સત્ય અને અસત્ય, અને શુભ અને અશુભના પણ દ્વંદ્વો ગણાવેલા છે † આ શ્લોકોનુ રહસ્ય શુ છે, તે મને સમજાયુ નથી માત્ર શબ્દાર્થ આપેલો છે નીલકંઠે તેનાપર ટીકા કરેલી છે, પણ મૂળ પ્રતોમા જ પાઠભેદ છે અર્જુનમિશ્રે એક પાઠ સ્વીકાર્યો છે, અને નીલકંઠે બીજો લીધો છે, તો તેમા સત્ય કયો સમજવો, તેનો નિર્ણય કરવાનુ અશક્ય હોવાથી નીલકંઠની ટીકાનો ખુલાસો આપ્યો નથી અત્રે મુંબઇની પ્રતનો પાઠ લઈ માત્ર અર્થ આપ્યા છે

## અધ્યાય ૧૦ મો

### ચાર હોતાઓનુ વર્ણન

ब्राह्मण उवाच—अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् ।
चातुर्होत्रविधानस्य विधानमिह यादृशम् ॥ १ ॥
तस्य सर्वस्य विधिवद्विधानमुपदिश्यते ।
शृणु मे गदतो भद्रे रहस्यमिदमद्भुतम् ॥ २ ॥
करणं कर्म कर्त्ता च मोक्ष इत्येव भाविनी ।
चत्वार एते होतारो यैरिदं जगदावृतम् ॥ ३ ॥

બ્રાહ્મણ કહે છે—આ વિષયમા પણ ચાર હોતાના વિધાનનું જેવુ સ્વરૂપ આ લોકમા કહ્યુ છે, તેનુ પુરાતન ઇતિહાસનુ આ ઉદાહરણ આપવામા આવે છે ૧ તે સર્વના વિધિપૂર્વક વિધાનનો ઉપદેશ કરવામા આવે છે તે વિષે હું કહું છુ તે, હે ભદ્રે ! તુ સાભળ આ એક અદ્‌ભુત રહસ્ય છે ૨ હે ભાવવાળી સ્ત્રી ! કરણ (જ્ઞાન). કર્મ, કર્તા અને મોક્ષ એ ચાર હોતાઓ છે, કે જેમનાવડે આ જગત્ છવાયેલુ છે ૩

हेतूनां साधनं चैव शृणु सर्वमशेषतः ।
घ्राणं जिह्वा च चक्षुश्च त्वक्च श्रोत्रं च पंचमम् ॥ ४ ॥
मनो बुद्धिश्च सप्तैते विज्ञेया गुणहेतवः ॥ ४ ॥
गंधो रसश्च रूपं च शब्दः स्पर्शश्च पंचमः ।
मंतव्यमथ बोद्धव्यं सप्तैते कर्महेतवः ॥ ५ ॥
घ्राता भक्षयिता द्रष्टा वक्ता श्रोता च पंचमः ।
मंता बोद्धा च सप्तैते विज्ञेयाः कर्तृहेतवः ॥ ६ ॥

આ વિષયના હેતુઓનુ સાધન સર્વ સપૂર્ણ રીતે તું સાભળ ઘ્રાણ (નાક), જિહ્વા, ચક્ષુ, ત્વચા, અને પાચમુ શ્રોત્ર (કાન), મન અને બુદ્ધિ આ સાતેને જ્ઞાનના હેતુઓ જાણવા ૬ ગધ, રસ, રૂપ, શબ્દ અને પાચમો સ્પર્શ અને મતવ્ય (વિચાર) અને બોદ્ધવ્ય (જ્ઞાન), એ સાતને કર્મના હેતુઓ જાણવા ૫ સુઘનાર, ભક્ષણ કરનાર, જોનાર, બોલનાર અને પાચમો સાભળનાર, મનન કરનાર અને જાણનાર, એ સાતને કર્તાના હેતુઓ જાણવા ૬

स्वगुणं भक्षयंत्येते गुणवंतः शुभाशुभम् ।
अहं च निर्गुणोऽनंतः सप्तैते मोक्षहेतवः ॥ ७ ॥
विदुषां बुध्यमानाना स्वं स्वं स्थानं यथाविधि ।
गुणास्ते देवता भूताः सततं भुञ्जते हविः ॥ ८ ॥
अदन्नन्नान्यथोऽविद्वान्ममत्वेनोपपद्यते ।
आत्मार्थे पाचयन्नन्न ममत्वेनोपहन्यते ॥ ९ ॥
अभक्ष्यभक्षणं चैव मद्यपानं च हंति तम् ।
स चान्नं हंति तं चान्नं स हत्वा हन्यते पुनः ॥ १० ॥

આ ગુણવાળાઓ પોતપોતાના સારા અને નરસા ગુણને ભોગવે છે હવે જે નિર્ગુણ છે, અનત છે, તે સાત મોક્ષના હેતુઓ છે ૭* જાણનારાના અને જાણવા યોગ્યના દેવતાભૂત થયેલા ગુણો

* ઘ્રાતા વગેરે અને ઘ્રેય વગેરેની વચ્ચે કેવી રીતે અભેદ છે, તે વાત આ શ્લોકમા કહી છે ‘ઘ્રાતા (સુઘનાર), ભક્ષયિતા (ખાનાર), વગેરે ગુણવાન્ થઇને એટલે ઘ્રાણ વગેરે ઔપાધિક રૂપવાળા થઇને ઘ્રાણ વગેરે સાધનદ્વારા પોતાના ગધાદિક ગુણનો ઉપભોગ કરે છે આનો ભાવાર્થ આ પ્રમાણે છે—જેમ આકાશ કાનની શષ્કુલીરૂપી ઉપાધિને ધારણ કરી કાનરૂપ બને છે, અને તેના જ દ્વારા પોતાના ગુણરૂપ શબ્દનો પ્રકાશ કરે છે એવી રીતે જ ઘ્રાતા વગેરે પણ ઘ્રાણરૂપ થઇને તે દ્વારા ગધ વગેરે ગુણનો પ્રકાશ કરે છે આ વિષયમા એક શ્રુતિમા આ પ્રમાણે કહ્યું છે—‘अथ यो वेदेद जिघ्राणीति स आत्मा गधाय घ्राण જે જાણે છે કે, હુ

પોતપોતાને સ્થાને રહીને યથાવિધિ સતત હવિ (બલિદાન) ખ
છે[૮] અવિદ્વાન્ (અણસમજુ) મનુષ્ય (અનેક) અન્નો ખાતા ખ
મમત્વવાળો બને છે (હું ખાઉં છું, હું સાભળુ છુ એવો ભાવ ।
છે) પછી આત્માને માટે અન્નને પચાવતો પચાવતો તે મમ
(ના અભિમાન)થી નાશ પામે છે[૯] અભક્ષ્યનુ ભક્ષણ તેમ
મદ્યપાન તેનો નાશ કરે છે તે અન્નનો નાશ કરે છે, અને અ
તેનો નાશ કરે છે તે (અવિદ્વાન્) બીજાનો નાશ કરીને વ
પોતાનો નાશ કરાવે છે[૧૦]

---

સુઘુ છુ તે આત્મા છે અને તે ગધ ગ્રહણ કરવાને માટે ઘ્રાણ ઇન્દ્રિય (નાિ
ઇન્દ્રિય)રૂપ થાય છે' આત્મા પોતે જ ઘ્રાણાદિક રૂપ થાય છે, અને પોતે જ ।
ઉપાદાન કારણ છે એવા ગધ શબ્દાદિકનો ઉપભોગ કરે છે મેય તથા માતાનુ અ
પ્રકાશ્ય અને પ્રકાશ કરનાર આ બન્નેનુ ઉપાદાન કારણ કોણ? આ પ્રશ્નના ઉત્ત
મૂળમા જ કહે છે કે—अहं च निर्गुणोऽनत घ્રાણ અને ઘ્રાતાઆદિ ગુણથી રહિ
જ તે બન્નેનુ ઉપાદાન કારણ છુ આ શ્લોક યજુર્વેદના એક મત્રનો અનુવાદ
શાસ્ત્રમા કહ્યુ છે કે, इतिहासपुराणाभ्या वेदार्थमुपबृहयेत् ઇતિહાસ અને પુરાણની
ઓથી વેદના અર્થનો વિસ્તાર કરવો અહીં પણ વ્યાસજીએ ચાર હોતાવાળા ની
મત્રના અર્થનુ આ શ્લોકમા વ્યાખ્યાન કર્યું છે અને તે મત્ર આ પ્રમાણે
पृथिवी होता द्यौरध्वर्यु रुद्रोऽग्निर् बृहस्पतिरुपवक्ता પૃથ્વી હોતા છે, આકાશ અધ્વર્યુ છે,
આગ્નિધ્ર છે અને બૃહસ્પતિ ઉપવક્તા છે મત્રમા જે પૃથ્વી શબ્દ છે તે ઘ્રાણાદિ
વાચક છે, અને હોતા શબ્દથી હોતાવડે પ્રકાશ કરવા યોગ્ય દેવતાનુ સમાનપણુ કહ
જેમ હોતાથી પ્રકટ કરવા યોગ્ય દેવતા અતીંદ્રિય હોય છે, તેમ જ ઘ્રાણ ઇ
પણ અતીન્દ્રિય છે મત્રમા જે દ્યુ શબ્દ છે તેનાથી શબ્દ સુખના સાધન
ગધાદિક કહેવામા આવ્યા છે અધ્વર્યુ યજ્ઞમા તડુલમાથી નિર્વાપ કરે છે, એટલે
ચાર મુઠ્ઠી લે છે તેમ તડુલ વગેરેને ઓઘાવા વગેરે કર્મ પણ કરે છે તે, જેમ
ફળવાળા કર્મ છે, તેમ જ ગધાદિક પણ દૃષ્ટ ફળવાળા કર્મ છે ઘ્રાતા વગેરે ગ
દિક મળવાથી તેને અનુસરે છે, અને ન મળવાથી રુદન કરે છે તેથી તેને
શબ્દથી કહેવામા આવ્યા છે કામ મળ્યા પછી કામરૂપી અગ્નિમા તે વૃદ્ધિ
છે, તે વાત અગ્નિની વૃદ્ધિ કરનારા अग्नीत् શબ્દથી કહેવામા આવી છે મત્રમ
બૃહસ્પતિ શબ્દ છે, તેનાથી કારણબ્રહ્મ કહેવામા આવ્યા છે તે કારણબ્રહ્મ

हंता ह्यन्नमिदं विद्वान्पुनर्जनयतीश्वरः ।
न चान्नाज्जायते तस्मिन् सूक्ष्मो नाम व्यतिक्रमः ॥ ११ ॥
मनसा गम्यते यच्च यच्च वाचा निगद्यते ।
श्रोत्रेण श्रूयते यच्च चक्षुषा यच्च दृश्यते ॥ १२ ॥
स्पर्शेन स्पृश्यते यच्च घ्राणेन घ्रायते च यत् ।
मनःषष्ठानि संयम्य हवींष्येतानि सर्वशः ॥ १३ ॥
गुणवत्पावको मह्यं दीप्यतेऽन्तःशरीरगः ।
योगयज्ञः प्रवृत्तो मे ज्ञानवह्निप्रदोद्भवः ।
प्राणस्तोत्रोऽपानशस्त्रः सर्वत्यागसुदक्षिणः ॥ १४ ॥

પણ વિદ્વાન્ હણનાર આ અન્નને પાછુ ઉત્પન્ન કરે છે. ઈશ્વર કઈ અન્નમાથી જન્મતો નથી (પોતે જ ઈશ્વરરૂપ બની અન્નાદિનો જનક થાય છે) તેને વિશે જરા જેટલો પણ ફેરફાર અન્યમાથી થતો નથી[૧૧] મનથી જે સમજાય છે, વાણીથી જે બોલાય છે, કાનવડે જેનુ શ્રવણુ થાય છે, નેત્રવડે જે જોવામા આવે છે,[૧૨] સ્પર્શ (ત્વચા) વડે જેનો સ્પર્શ થાય છે, નાકવડે જે સુઘાય

અધિષ્ઠાનરૂપે પાલક છે, અને उपवक्ता શબ્દથી તે કારણબ્રહ્મનુ નિર્ગુણપણુ કહેવામા આવ્યુ છે જેમ ઉપવક્તા કઈ પણ બોલતો નથી, પણ સાક્ષી તરિકે ઉભો ઉભો જોયા સાભળ્યા કરે છે, તેમ જ કારણબ્રહ્મ પણ આ શરીરમા સાક્ષી તરિકે ઉભા ઉભા સર્વ જોયા કરે છે, એ વાત उपवक्ता શબ્દથી કહેલી છે એ પ્રમાણે चित्ति स्रुक् વગેરે હોતા આદિ મત્રોનુ પણ વ્યાખ્યાન કરી લેવુ ઘ્રાતા, ઘ્રાણ, ગધ વગેરેથી નિર્ગુણ અહીં પ્રશ્ન એ થાય છે કે, એવા અનતનો કેવી રીતે છૂટકારો થાય છે? ત્યા મૂળમા જ કહે છે કે –सैते मोक्षहेतव ઇંદ્રિયો અને વિષયો ग्रह તથા अतिग्रह ના નામથી ઓળખાય છે, અને તેઓ બધનરૂપ છે તેઓનો વિયોગ થવાથી શબ્દનો તથા કાનનો પણ અભાવ થવાથી અને આકાશનો પણ અભાવ થવાથી નિરુપાધિક આત્મા એક રહે છે ઘ્રાતા વગેરે ચૈતન્યરૂપે રહે છે ત્યારે તે નિર્ગુણ એવા અનતના મોક્ષના હેતુ થઈ પડે છે, અર્થાત્ ઘ્રાતાપણા વગેરેના અભિમાનનો જે ત્યાગ, તે મોક્ષ

છે, એ છએ બલિઓને સર્વ રીતે નિયમમા રાખીને,[13] શરીરની અદર રહેલો છે એવા ગુણવાળો પાવક (અગ્નિ) "મમ" એવા યોગને (ભાવને) પ્રકટાવે (બાળે) છે મારો યોગયજ્ઞ પ્રવૃત્ત થયેલો છે, તે જ્ઞાનરૂપ અગ્નિમાથી ઉત્પન્ન થયેલો છે, પ્રાણ તેનુ સ્તોત્ર છે, અપાન તેનુ શસ્ત્ર (અથવા સત્ર) છે, અને સર્વનો ત્યાગ, એ તેની મોટી દક્ષિણા છે[14]

कर्त्ताऽनुमंता ब्रह्मात्मा होताऽध्वर्युः कृतस्तुतिः ।
ऋतं प्रशास्ता तच्छस्त्रमपवर्गोऽस्य दक्षिणा ॥ १५ ॥
ऋचश्चाप्यत्र शंसंति नारायणविदो जनाः ।
नारायणाय देवाय यदविंदन्पशून्पुरा ॥ १६ ॥
तत्र सामानि गायंति तत्र चाहुर्निदर्शनम् ।
देवं नारायणं भीरु सर्वात्मान निबोध तम् ॥ १७ ॥

इति श्रीमहाभारते आश्वमेधिके पर्वणि अनुगीतापर्वणि
दशमोऽध्याय ॥ १० ॥

કર્તા (અહકાર), અનુમતા (મન), આત્મા (બુદ્ધિ), એ સર્વ બ્રહ્મ છે, હોતા છે, અધ્વર્યુ છે, અને સ્તુતિ કરનાર (ઉદ્ગાતા) છે, તેનુ શસ્ત્ર પ્રશાસ્તા સત્ય છે, અને અપવર્ગ (કૈવલ્ય) એ તેની દક્ષિણા છે[15] આ વિષયમા પણ નારાયણને જાણનારા મનુષ્યો કેટલીક ઋચાઓ ગાય છે નારાયણને ન ઓળખીને પૂર્વના જમાનામા નારાયણ દેવને પશુઓનો બલિ અપાતો હતો नारायणाय देवाय यदविंदन्पशून्पुरा ॥[16] ત્યા સામ ગાવામા આવે છે, અને તેનો દૃષ્ટાત પણ કહેવામા આવે છે. હે ભીરુ! નારાયણ દેવને તુ સર્વનો આત્મા જાણ[17]

इति श्रीमहाभारतमा आश्वमेधिकपर्वमा अनुगीतापर्वमा 'ब्राह्मणगीतामा चार होताओ' ए नामनो अध्याय १० मो समाप्त

## અધ્યાય ૧૧ મો

### પાત્ર પરત્વે ઉપદેશમાં ભેદ

ब्राह्मण उवाच—एकः शास्ता न द्वितीयोऽस्ति शास्ता
यो हृच्छयस्तमहमनुब्रवीमि ।
तेनैव युक्तः प्रवणादिवोदकं
यथा नियुक्तोऽस्मि तथा वहामि ॥ १ ॥
एको गुरुर्नास्ति ततो द्वितीयो यो हृच्छयस्तमहमनुब्रवीमि ।
तेनानुशिष्टा गुरुणा सदैव लोके द्विष्टाः पन्नगा सर्व एव ॥२॥
एको बंधुर्नास्ति ततो द्वितीयो यो हृच्छयस्तमहमनुब्रवीमि ।
तेनानुशिष्टा बाधवा बंधुमंतः सप्तर्षयः पार्थ दिवि प्रभाति ३

બ્રાહ્મણ કહે છે—શાસન કરનાર એક જ છે, બીજો કોઈ શાસન કરનાર છે જ નહિ જે શાસન કરનાર હૃદયમા રહે છે, તેના વિષે (હવે) હું કહું છુ જેમ ઢોળાવપર પાણી વહે, તેમ તેની આજ્ઞા પ્રમાણે હું ચાલુ છુ[1] ગુરુ એક જ છે, (તેના સિવાય) બીજો કોઈ ગુરુ છે જ નહિ. જે ગુરુ હૃદયમા રહે છે, તેના વિષે (હવે) હુ કહું છુ તે ગુરુની આજ્ઞાથી નિત્ય પૂર્વે સર્વ દાનવોને હણવામા આવ્યા હતા[2*] બાધવ એક જ છે, (તેના સિવાય) બીજો કોઈ બધુ નથી જે બધુ હૃદયમા રહે છે, તેના વિષે (હવે) હું કહું છુ તે બધુની આજ્ઞા(સ્વીકારવા)થી, હે પાર્થ! બાધવો બધુવાળા થયા છે, અને તે સપ્તર્ષિઓ આકાશમા પ્રકાશે છે[3]

---

* મુબઇની અને કલકત્તાની પ્રતોમા तेनानुशिष्टा गुरुणा सदैव लोके द्विष्टा पन्नगा सर्व एव । એ પ્રમાણે બીજી કડી છે પણ તેનો અર્થ બેસતો નથી, એટલે तेनानुशिष्टा गुरुणा सदैव पुरा हता दानवा सर्व एव એવો બીજી હસ્તલિખિત પ્રતિનો પાઠ સ્વીકાર્યો છે એમા દાનવો એટલે દુષ્ટ ગુણો એવો ભાવ છે

एकः श्रोता नास्ति ततो द्वितीयो यो हृच्छयस्तमहमनुब्रवीमि ।
तस्मिन्गुरौ गुरुवासं निरुष्य शक्रो गतः सर्वलोकामरत्वम् ४
एको द्वेष्टा नास्ति ततो द्वितीयो यो हृच्छयस्तमहमनुब्रवीमि ।
तेनानुशिष्टा गुरुणा सदैव लोके द्विष्टाः पन्नगाः सर्व एव ॥५॥

શ્રોતા* એક જ છે, તેના સિવાય બીજો કોઈ શ્રોતા નથી તે હૃદયમા રહે છે, તેના વિષે હું કહું છુ તે ગુરુને વિષે, ગુરુ સાથે રહેવાના નિયમ પ્રમાણે રહીને, શક્રે (ઇન્દ્રે) સર્વ લોકોનું અમરપદ મેળવ્યુ છે ૪ શત્રુ એક જ છે, તેના સિવાય બીજો કોઈ શત્રુ નથી તે હૃદય વિષે રહે છે તેના વિષે હું કહું છુ તે ગુરુની આજ્ઞા(પાળવા)થી આ લોકમા બધા સદા દ્વેષીલા સાપ જેવા છે

अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् ।
प्रजापतौ पन्नगानां देवर्षीणां च संविदम् ॥ ६ ॥
देवर्षयश्च नागाश्चाप्यसुराश्च प्रजापतिम् ।
पर्यपृच्छन्नुपासीनाः श्रेयो नः प्रोच्यतामिति ॥ ७ ॥
तेषां प्रोवाच भगवान् श्रेयः समनुपृच्छताम् ।
ओमित्येकाक्षरं ब्रह्म ते श्रुत्वा प्राद्रवन्दिशः ॥ ८ ॥
तेषां प्रद्रवमाणानामुपदेशार्थमात्मनः ।
सर्पाणां दशने भावः प्रवृत्तः पूर्वमेव तु ॥ ९ ॥

આ વિષયમા પણ પ્રજાપતિને જણાયેલા, સર્પો અને દેવર્ષિઓના સવાદરૂપ પુરાતન ઇતિહાસનુ આ ઉદાહરણ આપવામા આવે છે ૬ પ્રજાપતિની આસપાસ બેઠેલા દેવો અને ઋષિઓ, નાગો અને અપ્સરાઓએ (આસન પર બેઠેલા) પ્રજાપતિને પ્રશ્ન કર્યો

* અત્રે શ્રોતા એટલે શ્રુતિને જાણવાવાળા, સદેહનો નાશ કરનારા, એ અર્થ સમજવો

કે, 'અમારુ જેથી શ્રેય થતુ હોય, તે વાત ચાલવા દો'[૭] પોતાના શ્રેય વિષે પ્રશ્ન કરનારા તે સઘને, 'માત્ર એક અક્ષરવાળા આ બ્રહ્મ' ओमित्येकाक्षरं ब्रह्म એવો ભગવાને જવાબ આપ્યો એ સાભળીને તેઓ દશ દિશામા દોડ્યા[૮] પોતાના આત્માના ઉપદેશ માટે તે દોડનારાઓમા સર્પોને સૌથી પ્રથમ દશ(કરડવા)નો ભાવ પ્રકટ થયો[૯]*

असुराणा प्रवृत्तस्तु दंभभावः स्वभावजः ।
दानं देवा व्यवसिता दममेव महर्षयः ॥ १० ॥
एकं शास्तारमासाद्य शब्देनैकेन संस्कृताः ॥
नानाव्यवसिताः सर्वे सर्पदेवर्षिदानवाः ॥ ११ ॥

અસુરોને વિષે તેઓને સ્વાભાવિક દભભાવ પ્રવૃત્ત થયો, દેવોને વિષે દાન, અને મહર્ષિઓને વિષે દમ (સયમ) પ્રવૃત્ત થયો[૧૦]† એક જ શાસ્તા (ઉપદેશક અથવા આજ્ઞા કરનાર) મેળવીને એક જ શબ્દથી સર્પ, દેવો, ઋષિઓ અને દાનવો સસ્કાર પામ્યા અને જૂદી જૂદી દિશામા વ્યવસાય પામ્યા હતા[૧૧]

* એક હસ્તલિખિત પ્રતિમા, "ઉપદેશ સાભળીને તે દોડનારાઓમા" એ ભાવનો પાઠભેદ છે અત્રે કહેવાનુ તાત્પર્ય એ છે કે, ભગવાને 'ઓર્ મત્ર શ્રેય કરનાર છે' એમ કહ્યુ એટલે બધા તેનો ઉચ્ચાર કરવા મડયા સર્પોએ તે પ્રણવ મત્રનો ઉચ્ચાર કરવાનો પ્રથમ પ્રયત્ન કર્યો, એટલે મોઢુ ઉઘાડ દે કરવા જતા પોતાના સ્વભાવને અનુકૂળ દશ મારવો, કરડવુ એ જ શ્રેય છે એમ જાણ્યુ

† અસુરોએ પ્રણવ મત્રના ઉચ્ચારમા માત્ર ઓષ્ઠ હલાવવા, અર્થાત્ જપ દિના અભિનય દેખાડવા, એ ભાવવાળા દભને શ્રેય માન્યુ, દેવોએ લોકોમા ઓમની પ્રાર્થના થાય છે એ જાણી તેના શિક્ષણનુ દાન કરવુ તેને શ્રેય માન્યુ, અને મહર્ષિઓએ ઓષ્ઠોની પ્રવૃત્તિનો સહાર કરવામા સર્વ પ્રવૃત્તિનો ઉપસહાર થાય છે, માટે દમ એટલે સયમ કરવામા શ્રેય માન્યુ

૬

शृणोत्ययं प्रोच्यमानं गृह्णाति च यथातथं ॥
पृच्छतस्तदतो भूयो गुरुरन्यो न विद्यते ॥ १२ ॥
तस्य चानुमते कर्म ततः पश्चात्प्रवर्त्तते ॥
गुरुर्बोद्धा च श्रोता च द्वेष्टा च हृदि निःसृतः ॥ १३ ॥
पापेन विचरन् लोके पापचारी भवत्ययं ॥
शुभेन विचरंल्लोके शुभचारी भवत्युत ॥ १४ ॥

જે કંઈ કહેવામા આવે છે તેને તે સાભળે છે અને તેનુ બરાબર ગ્રહણ કરે છે ('પોતે જ પોતાનો ગુરુ છે,' એ કથનના ઉત્તરમા તે સાભળે છે, અને તે સમજે છે એ જ કે બીજુ, એમ બરાબર સમજીને) પૂછનારને તેના કરતા વધારે બીજો કોઈ ગુરુ મળતો નથી ૧૨ તેની અનુમતિ થયા પછી કર્મ કરવામા આવે છે ગુરુ, સમજનાર, શ્રોતા અને શત્રુ તે પ્રમાણે હૃદયમા રહે છે ૧૩ તે આ લોકમા પાપમાર્ગે ચાલીને પાપ કરનારો થાય છે, તે આ લોકમા શુભમાર્ગે ચાલીને શુભચારી થાય છે ૧૪

कामचारी तु कामेन य इंद्रियसुखे रतः ॥
ब्रह्मचारी सदैवैष य इंद्रियजये रतः ॥ १५ ॥
अपेतव्रतकर्मा तु केवलं ब्रह्मणि स्थितः ॥
ब्रह्मभूतश्चँल्लोके ब्रह्मचारी भवत्यय ॥ १६ ॥
ब्रह्मैव समिधस्तस्य ब्रह्माग्निर्ब्रह्मसंभवः ॥
आपो ब्रह्म गुरुर्ब्रह्म स ब्रह्मणि समाहितः॥ १७ ॥
एतदेवेदृशं सूक्ष्मं ब्रह्मचर्यं विदुर्बुधाः ।
विदित्वा चान्वपद्यंत क्षेत्रज्ञेनानुदर्शिताः ॥ १८ ॥

इति श्रीमहाभारते आश्वमेधिके पर्वणि अनुगीतापर्वणि
ब्राह्मणगीतासु एकादशोऽध्याय ॥ ११ ॥

ઇન્દ્રિયોના સુખમા પ્રીતિ રાખી કામમાર્ગે ચાલીને કામચારી ાાય છે ઇન્દ્રિયોપર વિજય કરવામા પ્રીતિ રાખીને નિત્ય ચાલનાર ાહ્મચારી થાય છે[૧૫] નો અને કર્મોને છોડી દઈને કેવળ બ્રહ્મનો ʼ આશ્રય લે છે, આ લોકમા તે બ્રહ્મભૂત થઇને ફરે છે અને l જ બ્રહ્મચારી થાય છે[૧૬] બ્રહ્મ જ તેનો સમિધ છે, બ્રહ્મ જ તેનો મગ્નિ છે, બ્રહ્મ જ તેનુ મૂળ છે, બ્રહ્મ જ તેનુ જળ છે, બ્રહ્મ જ ાનો ગુરુ છે, બ્રહ્મમા જ તેની સમાપ્તિ થાય છે[૧૭] બુધો-(ડાહ્યા ાાણસો) આને જ સૂક્ષ્મ એવુ બ્રહ્મચર્ય જાણે છે અને તત્ત્વદર્શી-ઓના ઉપદેશથી તેને જાણીને તે પ્રમાણે વર્તે છે.[૧૮]

તિ શ્રીમહાભારતમા આશ્વમેધિકપર્વવિષે અનુગીતા પર્વમા 'બ્રાહ્મણગીતામા' 'પાત્રપરત્વે ઉપદેશભેદ' એ નામનો અધ્યાય ૧૧ મો સમાપ્ત

---

## અધ્યાય ૧૨ મો*

### બ્રહ્મવનનુ વર્ણન

ाह्मण उवाच-संकल्पदंशमशकं शोकहर्षहिमातपं ।
मोहांधकारतिमिरं लोभव्याधिसरीसृपं ॥ १ ॥
विषयैकात्ययाध्वानं कामक्रोधविरोधकं ।
तदतीत्य महादुर्गं प्रविष्टोऽस्मि महद्वनं ॥ २ ॥

બ્રાહ્મણ કહે છે -જેમા સકલ્પરૂપ ડાસો ને મચ્છરો છે, જેમા ાક અને હર્ષરૂપ ઠડી તથા ગરમી છે, જેમા મોહરૂપ ગાઢ ધકાર છે, લોભ તથા વ્યાધિરૂપી જેમા સર્પો છે,[૧] વિષય ાસના)રૂપ એક જ જેમા જવાનો માર્ગ છે, અને કામ તથા

---

* આગળના અધ્યાયમા પાપકર્મ કરના આ આત્માનો સ્વભાવ છે એમ કહ્યુ. ા શકા થાય છે કે, બ્રહ્મચર્યથી લાભ શો? એના ઉત્તરમા આ અધ્યાયમા આત્મા સગ છે, તે સિદ્ધ કરવામા આવ્યુ છે

ક્રોધરૂપ જેમા વિરોધ કરનારા છે એવા (સસારરૂપ) મહા દુર્ગ-(કિલ્લા)ને વટાવીને હું એક (બ્રહ્મરૂપ) મહાવનમા દાખલ થયેલો છુ ૨

ब्राह्मण्युवाच–क्व तद्वनं महाप्राज्ञ के वृक्षाः सरितश्च काः ।
गिरयः पर्वताश्चैव कियत्यध्वानि तद्वनं ॥ ३ ॥

બ્રાહ્મણી કહે છે-હે મોટી પ્રજ્ઞા(બુદ્ધિ)વાળા ! તે વન કયા છે? તેમા કયા વૃક્ષો છે, કયી નદીઓ છે, તેમા કયા ગિરિઓ છે, કયા પર્વતો છે, અને કયા માર્ગે જતા તે વન આવે છે?૩

ब्राह्मण उवाच–नैतदस्ति पृथक् भावः किंचिदन्यत्ततः सुखं ।
नैतदस्त्यपृथग्भावः किंचिद्दुःखतरं ततः ॥ ४ ॥

બ્રાહ્મણ કહે છે -એ વન વિષે પૃથક્ (ભેદ) ભાવ નથી (અર્થાત્ તે બ્રહ્મરૂપ વન વિશ્વવ્યાપી હોવાથી તે અહિંયા કે ત્યા છે એમ કહેવાય તેમ નથી), અને તેનાથી બીજુ સુખવાળુ કોઈ નથી (કારણ કે ત્યા સર્વ કાર્યો બ્રહ્મમય હોવાથી સર્વત્ર એક જ પ્રકારનુ સત્તાસુખ મળે છે), તેમ જ એ વન વિષે અપૃથક્ (અભેદ) ભાવ નથી (અર્થાત્ તે બ્રહ્મને વિષે આકાશ, જળ, પૃથ્વી, વાયુ, અને તેજરૂપ ભેદો ભાસે છે), અને તેનાથી વિશેષ દુઃખવાળુ કોઈ નથી (અર્થાત્ અભેદભાવ સુખદાયક છે અને ભિન્નભાવ દુઃખદાયક છે, માટે મનુષ્યે શ્રમ કરીને પણ સસારમાર્ગ વટાવી તે બ્રહ્મવનમા દાખલ થવુ, એ કર્તવ્ય છે) ૪

तस्माद्ध्रस्वतरं नास्ति न ततोऽस्ति महत्तरं ॥
नास्ति तस्मात्सूक्ष्मतरं नास्त्यन्यत्तत्समं सुखं ॥ ५ ॥
न तत्राविश्य शोचंति न प्रहृष्यंति च द्विजाः ।
न च बिभ्यति केषाचित्तेभ्यो बिभ्यति केचन ॥ ६ ॥

તેના કરતા કોઈ વિશેષ નાનુ નથી, તેમ તેનાથી કોઈ વિશેષ મહાન્ નથી, તેનાથી વિશેષ કોઈ સૂક્ષ્મ નથી, તેમ તેના સમાન બીજુ સુખવાળુ કોઈ નથી ૫ દ્વિજો તેમા પ્રવેશ કર્યા પછી શોક કરતા નથી, તેમ હર્ષઘેલા પણ થતા નથી કોઇથી તેઓ બીહીતા નથી, તેમ તેઓથી કોઈ બીહીતુ નથી ૬

तस्मिन्वने सप्तमहाद्रुमाश्च फलानि सप्ताऽतिथयश्च सप्त ।
सप्ताश्रमाः सप्तसमाधयश्च दीक्षाश्च सप्तैतदरण्यरूपं ॥७॥
पचवर्णानि दिव्यानि पुष्पाणि च फलानि च ।
सृजंतः पादपास्तत्र व्याप्य तिष्ठंति तद्वनं ॥ ८ ॥

તે વનમા સાત (મન, અહકાર અને પાચ ઇન્દ્રિયો) મોટા વૃક્ષો છે, તેના સાત (મન, અહકાર અને પાચ ઇન્દ્રિયોદ્વારા મળતા) ફળો છે, અને તેના સાત (મન, અહકાર અને પાચ ઇન્દ્રિયોના અધિષ્ઠાતા) અતિથિઓ છે (જે સુખદુ ખનો અનુભવ લે છે), તે વનમા સાત (મન, અહકાર અને પાચ ઇન્દ્રિયોના આશ્રમસ્થાન) આશ્રમો છે, તેમા સાત (મન, અહકાર અને પાચ ઇન્દ્રિયોનો નાશ કરવારૂપ યોગની) સમાધિઓ છે, અને તેમા (મન, અહકાર અને પાચ ઇન્દ્રિયોના કર્મોનો એક પછી એક ત્યાગ કરવારૂપ) સાત દીક્ષાઓ લેવામા આવે છે આવુ તે અરણ્ય છે પાચ પ્રકારના (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગધ) દિવ્ય (અનુભવરૂપ) પુષ્પો અને (તેથી થતી પ્રીત્યાદિરૂપ) ફળો ઉત્પન્ન કરનાર (મનરૂપ) વૃક્ષો, તે (બ્રહ્મરૂપ) વનમા વ્યાપીને રહ્યા છે ૭-૮

सुवर्णानि द्विवर्णानि पुष्पाणि च फलानि च ।
सृजंतः पादपास्तत्र व्याप्य तिष्ठंति तद्वनं ॥९॥
सुरभीणि द्विवर्णानि पुष्पाणि च फलानि च ।
सृजंतः पादपास्तत्र व्याप्य तिष्ठंति तद्वनं ॥ १० ॥

સુ એટલે સારા (સફેદ, પીળા વગેરે) રગના, (સુખ અને દુ ખ એવા) બે ગુણવાળા ને પુષ્પો તથા ફળોને ઉત્પન્ન કરતા તે (ચક્ષુરૂપ) વૃક્ષો તે વનમા વ્યાપીને રહ્યા છે[૯] (સ્વર્ગાદિરૂપ) સુગધવાળા, બે ગુણવાળા તે પુષ્પો અને ફળોને ઉત્પન્ન કરતા તે (યજ્ઞરૂપ) વૃક્ષો, તે વનમા વ્યાપીને ઉભા છે[૧૦]

सुरभीण्येकवर्णानि पुष्पाणि च फलानि च ।
सृजंतः पादपास्तत्र व्याप्य तिष्ठंति तद्वनं ॥ ११ ॥
बहून्यव्यक्तवर्णानि पुष्पाणि च फलानि च ।
विसृजंतौ महावृक्षौ तद्वन व्याप्य तिष्ठतः ॥ १२ ॥

સુગધવાળા, એક જ વર્ણના (સુખરૂપ) પુષ્પો અને ફળોને ઉત્પન્ન કરતા તે (ધ્યાનરૂપ) વૃક્ષો, તે વનમા વ્યાપીને ઉભા છે[૧૧] ઘણા અને અસ્પષ્ટ વર્ણના પુષ્પો અને ફળોને ઉત્પન્ન કરતા બે (બુદ્ધિ અને મનરૂપ) વૃક્ષો, તે વનમા વ્યાપીને ઉભા છે[૧૨]

एको वह्निः सुमना ब्राह्मणोत्र पंचेंद्रियाणि समिधश्चात्र संति ।
तेभ्यो मोक्षाः सप्त फलंति दीक्षा गुणाः फलान्यतिथयः फलाशाः१३

વહ્નિ એક જ છે, અને સારુ મન અને બ્રાહ્મણ (બુદ્ધિ એ રૂપ સર્વોવડે હોમ આપવાનો છે તેમા) પાચ ઇન્દ્રિયો સમિધરૂપ છે (જ્યારે મનની સાથે પાચ ઇન્દ્રિયો અને જ્ઞાન હોય છે અને બુદ્ધિ કઈ કાર્ય કરતી નથી ત્યારે તેને પરમ ગતિ શ્રુતિમા કહી છે

यदा पचावतिष्ठते ज्ञानानि मनसा सह ।
बुद्धिश्च न विचेष्टति तामाहु परमा गतिम् ॥

મન, અહંકાર અને પચેન્દ્રિયોવડે હોમ અપાય અર્થાત્ તે સર્વેને અકુશમા લેવાય ત્યારે) તેઓમાથી મોક્ષરૂપ સાત પ્રકારની દીક્ષા(અભ્યાસ)ના ફળ મળે છે, ગુણ તેવા ફળ છે, અને અતિ-

થિઓ (મન, અહકાર અને પચેન્દ્રિયના અધિષ્ઠાતા દેવ) તે ગુણુ-રૂપ ફળની આશા રાખે છે (તે ફળો ખાય છે, ભોગવે છે) ૧૩*

---

* મૂળમા જે वह्नि શબ્દ છે, તે આત્માનો વાચક છે, અને સુમના શબ્દ છે તે બુદ્ધિ અને મનનો વાચક છે અહીં અગ્નિનુ વર્ણન કર્યું છે, તેથી બુદ્ધિ અને મનને સ્રક્ તથા સ્રુવરૂપ જાણવા ઇદ્રિયોને સમિધ એટલે યજ્ઞના કાષ્ઠરૂપ જાણવી કારણ કે તેનો અગ્નિરૂપી આત્માને વિષે હોમ કરવાનો છે શ્રુતિમા કહે છે કે –

'यदा पचावतिष्ठन्ते ज्ञानानि मनसा सह ।
बुद्धिश्च न विचेष्टति तामाहु परमा गतिम्

જ્યારે પાચ જ્ઞાનેન્દ્રિયો, મન અને બુદ્ધિ પોતાનુ કર્મ કરતા નથી ત્યારે તેને પરમ ગતિ (મોક્ષ) કહે છે' સર્વ ઇદ્રિયોનો આત્મા વિશે લય કરવો તેનુ નામ હોમ તેમ જ બુદ્ધિ અને પાચ ઇદ્રિયોનો આત્મામા હોમ કરવાથી તે સાતથી આત્માની મુક્તિ થાય છે मोक्ष એમ એકવચન કહેવુ જોઇએ, છતા मोक्षा એમ બહુવચન કહ્યુ છે તેનુ તાત્પર્ય એવુ છે કે, જેમાથી આત્માની મુક્તિ થવાની છે, તે અપાદાનરૂપ ઇદ્રિયો પણ ઘણી છે તેથી मोक्ष શબ્દનો બહુ વચનમા પ્રયોગ કર્યો છે વિદ્વાન્ મનુષ્યને જ્ઞાન થયા પછી દેહનો આત્માને વિષે થયેલો અભ્યાસ રહે છે કે નથી રહેતો? જો અભ્યાસ ન રહેતો હોય તો જ્ઞાન થયુ કે તેજ વખતે દેહ પડી જાવો જોઇએ, અને અભ્યાસ રહે છે એમ જો માનીએ તો તેને મરણ પછી બીજા દેહનો લાભ થવો જોઇએ આની શકા કરીને સમાધાન કરેલુ છે કે – फलन्ति दीक्षा મુક્ત પુરુષોના-જ્ઞાની પુરુષોના કર્મો ફળવત હોય છે, પરતુ તે કર્મો જ્ઞાનીને બીજો દેહ આપતા નથી, તેનુ શુ કારણ? તેના ઉત્તરમા કહે છે કે गुणा फलानि તેના કર્મના ફળ બીજાને ઉપયોગી થઈ પડે છે વિદ્વાનને દેહાદિક હોય છે, છતા પણ તેને તેના ઉપર કર્તાપણા વગેરેનુ અભિમાન હોતુ નથી, તેથી તે દાનાદિક કરે છે તેનાથી અપૂર્વો ઉત્પન્ન થાય છે, પરતુ તે અપૂર્વો બીજા દેહને ઉત્પન્ન કરતા નથી એટલા માટે જ્ઞાનીના અપૂર્વો ગુણરૂપ જ હોય છે, ત્યારે તેના અપૂર્વોનો કયા ઉપયોગ થાય છે? ઉત્તરમા કહે છે કે, જેમ अतिथय फलाशा એટલે દેવોના કર્મો જેમ સ્વાર્થને માટે હોતા નથી, પણ પારકાને માટે હોય છે, તેમ જ જ્ઞાનીના કર્મ પણ પોતાને માટે હોતા નથી, પણ પારકાને માટે હોય છે અર્થાત્ ઈશ્વરના કર્મની પેઠે જ્ઞાનીના કર્મ પણ સ્વાર્થને માટે હોતા નથી, પરતુ પારકાને માટે જ હોય છે તેને માટે શ્રુતિમા કહ્યુ છે કે,–तस्य पुत्रा दायमुपयति

आतिथ्यं प्रतिगृह्णंति तत्र तत्र महर्षयः ।
अर्चितेषु प्रलीनेषु तेष्वन्यद्रोचते वनं ॥ १४ ॥
प्रज्ञावृक्षं मोक्षफलं शांतिच्छायासमन्वितं ।
ज्ञानाश्रयं तृप्तितोयमंतःक्षेत्रज्ञभास्करं ॥ १५ ॥
येऽधिगच्छंति तं संतस्तेषां नास्ति भयं पुनः ।
ऊर्ध्वं चाधश्च तिर्यक्च तस्य नांतोऽधिगम्यते ॥ १६ ॥

તે તે ગુણોના મહર્ષિઓ તે તે ગુણોનુ આતિથ્ય સ્વીકારે છે, જ્યારે તે મહર્ષિઓનું અર્ચન પૂજન થાય છે ત્યારે તેઓ શાત પડી જાય છે, અને ત્યારે તેઓ બીજા વનને શોભાવે છે (એક ઈચ્છા પૂર્ણ થતા બીજાની ઇચ્છા કરે છે)[૧૪] (તે વનમા) પ્રજ્ઞા-રૂપ વૃક્ષ, મોક્ષરૂપ ફળ, અને શાતિરૂપ તેની છાયા છે, જ્ઞાન-રૂપ તેનો આશ્રય છે, તૃપ્તિરૂપ તેનુ જળ છે, અતરરૂપ ક્ષેત્રને જાણવાવાળો ભાસ્કર (સૂર્ય) છે,[૧૫] જે સાધુ પુરુષો તેના આવા સ્વરૂપને સમજે છે, તેઓને પુન કઈ પણ ભય લાગતો નથી * ઉંચે, નીચે અથવા આડા અવળા કોઈ પણ બાજુએ તે વૃક્ષનો અત જાણવામા આવતો નથી, એટલો મોટો તેનો વિસ્તાર છે[૧૬]

सप्तस्त्रियस्तत्र वसंति सद्यस्त्ववाङ्मुखा भानुमत्यो जनित्र्यः ।
ऊर्ध्वं रसानाददते प्रजाभ्यः सर्वान् यथा सत्यमनित्यता च १७

ત્યા નિત્ય સાત સ્ત્રીઓ (ઘ્રાણાદિ વૃત્તિરૂપ) રહે છે (તે સ્ત્રીઓનો જન્મ સકલ્પમાથી થાય છે અને જીવન્મુક્તને વશ

सुहृद साधुकृत्या द्विषन्त पापकृत्याम् જ્ઞાનીના પુત્રો તેના દાય ભાગને ગ્રહણ કરે છે, સ્નેહીઓ જ્ઞાનીના પુણ્યકર્મના ફળને ભોગવે છે, અને જ્ઞાનીના શત્રુઓ તેના પાપ-કર્મના ફળને ભોગવે છે

* એક મતમા પાઠ છે કે "તેનો પુનર્જન્મ થતો નથી."

કરવાને અસમર્થ હોવાથી લજવાઇને) આડું મોં કરીને (અથવા કઈ પણ બોલ્યા વિના) તેઓ રહે છે, તેઓ જ્યોતિ એટલે પ્રકાશવાળી છે અને જનનશક્તિવાળી છે, અને પ્રજા પાસેથી, જેમ સત્યને અને અનિત્યતાને ભોગવવામા આવે છે તેમ, સર્વ રસોને (વિષયથી થતા આનદને) સારી રીતે ભોગવેછે [૧૭]*

तत्रैव प्रतितिष्ठंति पुनस्तत्रोपयंति च ।
सप्त सप्तर्षयः सिद्धा वसिष्ठप्रमुखैः सह ॥ १८ ॥
यशो वर्चो भगश्चैव विजयः सिद्धतेजसः ।
एतमेवानुवर्त्तंते सप्तज्योतींषि भास्करं ॥ १९ ॥
गिरयः पर्वताश्चैव संति तत्र समागतः ।
नद्यश्च सरितो वारि वहंत्यो ब्रह्मसंभवं ॥ २० ॥

ત્યા જ વસિષ્ઠ વગેરે સપ્તર્ષિઓ અને સિદ્ધો (પચ પ્રાણ, મન અને અહકાર) રહે છે અને ત્યા જ લય પામે છે.[૧૮] યશ, પ્રભા, ભગ (મહત્તા), વિજય, ઓજસ, સિદ્ધિ અને તેજ આ સાત જેમ જ્યોતિઓ (કિરણો) ભાસ્કર (સૂર્ય)ની પાછળ પાછળ જાય છે, તેમ આ વૃક્ષની પાછળ ફરે છે[૧૯] ત્યા ગિરિઓ અને પર્વતો આસપાસ ભેગા થયેલા છે, નદીઓ અને બ્રહ્માથી ઉત્પન્ન થયેલા જળને લઈ જનારી સરિતાઓ પણ છે[૨૦]

नदीनां संगमश्चैव वैताने समुपह्वरे ।
स्वात्मतृप्ता यतो यांति साक्षादेव पितामहं ॥ २१ ॥
कृशाशाः सुव्रताशाश्च तपसा दग्धकिल्बिषाः ।
आत्मन्यात्मानमाविश्य ब्रह्माणं समुपासते ॥ २२ ॥

* આ શ્લોકનો અર્થ સ્પષ્ટ નથી

વિતાન(યોગ યજ્ઞનુ સ્થાન)ના અતિગૂઢ સ્થાનમા નદીઓનો સગમ પણ ત્યા છે ત્યાથી જેઓ પોતાના આત્માથી સતુષ્ટ થયેલા છે, તેઓ સાક્ષાત્ પિતામહની પાસે જાય છે[૨૧] થોડી આશાવાળા, સારા વ્રતની આશાવાળા અને જેઓના પાપો તપથી બળી ગયા છે તેઓ, આત્મા વિષે આત્માનો પ્રવેશ કરાવીને બ્રહ્મની ઉપાસના કરે છે[૨૨]

शममप्यत्र शंसंति विद्यारण्यविदो जनाः ।
तदारण्यमभिप्रेत्य यथाधीरमजायत ॥ २३ ॥
एतदेवेदृशं पुण्यमरण्यं ब्राह्मणा विदुः ।
विदित्वा चानुतिष्ठंति क्षेत्रज्ञेनानुदर्शिना ॥ २४ ॥

इति श्रीमहाभारते आश्वमेधिके पर्वणि अनुगीतापर्वणि
ब्राह्मणगीतासु द्वादशोऽध्याय ॥ १२ ॥

વિદ્યારૂપ અરણ્યને જાણુવાવાળા મનુષ્યો અત્રે શમ(શાતિ)ને વખાણે છે, તે અરણ્યમા જઈને, તેઓ મગજ ઠેકાણે રાખવાવાળા તથા ધીરજવાળા બને છે[૨૩] બ્રાહ્મણો કહે છે કે, આ (બ્રહ્મરૂપ) અરણ્ય આવુ પુણ્યવાળુ છે, તે બરાબર (શાસ્ત્રીય રીતિએ, શુષ્ક જ્ઞાનવાળા થઈને નહિ) જાણીને ક્ષેત્રજ્ઞના બતાવ્યા પ્રમાણે (શમા-દિપરાયણ થઈને) તેઓ રહે છે[૨૪]

इतिश्री महाभारतमा आश्वमेधिकपर्वमा अनुगीतापर्वमा 'ब्राह्मणगीता'मा
'ब्रह्मवनवर्णन' ए नामनो १२ मो अध्याय समाप्त



## અધ્યાય ૧૩ મો

## યજ્ઞીય હિંસાનો વિચાર

ब्राह्मण उवाच–

गंधान्न जिघ्रामि रसान्न वेद्मि रूपं न पश्यामि न च स्पृशामि।
तथापि शब्दान्विविधान् शृणोमि न चापि संकल्पमुपैमि कंचित् १

બ્રાહ્મણ કહે છે–હું ગંધોને સુંઘતો નથી, રસોને જાણતો (ચાખતો) નથી, રૂપને (રંગને) જોતો નથી, તેમ સ્પર્શ પણ કરતો નથી, તથાપિ હું જાતજાતના શબ્દોને સાંભળું છું, પરંતુ કોઈ જાતના સંકલ્પ કરતો નથી ૧

अर्थानिष्टान्कामयते स्वभावः सर्वान्द्वेषान्प्रद्विषते स्वभावः।
कामद्वेषानुद्भवतः स्वभावात् प्राणापानौ जंतुदेहान्निवेश्य ॥ २ ॥
तेभ्यश्चान्यास्तेषु नित्यांश्च भावान् भूतात्मानं लक्षयेरन् शरीरे।
तस्मिंस्तिष्ठन्नास्मि सक्तः कथंचित्कामक्रोधाभ्यां जरया मृत्युना च ३

સ્વભાવ જ ઇષ્ટ અર્થોની કામના કરે છે, સ્વભાવ જ સર્વ દ્વેષોને (અણગમતી વસ્તુઓનો) દ્વેષ કરે છે, પ્રાણ અને અપાન વાયુઓ જેમ પ્રાણીઓના દેહમા પ્રવેશ કરી અન્નપાકાદિ કાર્ય કરે છે, તેમ સ્વભાવમાથી જ કામ અને દ્વેષનો ઉદ્ભવ થાય છે અને જાગૃત સ્વપ્નાવસ્થામા અર્થ વિષે બુદ્ધિ આદિ કામનાવાળા થાય છે)[૨] તેમનાથી (એટલે કે બાહ્ય ઘ્રાણાદિ અને ઘ્રેયાદિથી) ભિન્ન અન્યોને (એટલે કે વાસનામય સ્વપ્નાઓને) તેમ જ તેમને (સ્વપ્નાઓને) વિષે નિત્ય ભાવોને (અર્થાત્ કે સ્વપ્નવત્ જગતમા કામનાઓ સત્ય છે, નિત્ય છે) તેમ જ સર્વ ભૂતોના આત્માને હુ તો શરીર વિષે જ જોઉં છુ, અને તે શરીરનેવિષે રહ્યો થકો હુ કામ, ક્રોધ, જરા કે મૃત્યુ કશાથી કોઈ પણ રીતે બધાયો નથી ૩

अकामयानस्य च सर्वकामानविद्विषाणस्य च सर्वदोषान् ।
न मे स्वभावेषु भवंति लेपास्तोयस्य बिंदोरिव पुष्करेषु ॥ ४ ॥
नित्यस्य चैतस्य भवति नित्या निरीक्ष्यमाणस्य बहुस्वभावः ।
न सज्जते कर्मसु भोगजालं दिवीव सूर्यस्य मयूखजालं ॥ ५ ॥

હું કોઈપણ કામનાઓની કામના કરતો નથી, તેમ સર્વ દોષોનો દ્વેષ કરતો નથી જેમ કમળને પાણીના ટીપાનો લેપ થતો નથી, તેમ મારા સ્વભાવમા કામાદિકનો લેપ થતો નથી[4] આ નિત્યને લીધે બધી વસ્તુઓ નિત્ય થાય છે, જેમ આકાશમા સૂર્યના કિરણોનો સમૂહ એક થતો નથી, તેમ દૃશ્ય રૂપવાળા એવા મારામા બહુ સ્વભાવ(પ્રકાર)વાળો ભોગનો સમૂહ, કર્મો કરવા છતા પણ, કર્મો વિષે આસક્તિ કરતો નથી[5]

अत्राप्युदाहरंतीममितिहास पुरातनं ।
अध्वर्युयतिसंवादं तं निबोध यशस्विनि ॥ ६ ॥
प्रोक्ष्यमाणं पशुं दृष्ट्वा यज्ञकर्मण्यथाऽब्रवीत् ।
यतिरध्वर्युमासीनो हिंसेयमिति कुत्सयन् ॥ ७ ॥

આ વિષયમા પણ પુરાતન ઇતિહાસનો અધ્વર્યુ અને યતિના સવાદરૂપ આ એક દાખલો આપવામા આવે છે તે, હે યશસ્વિનિ! તુ સાભળ[6] એક યજ્ઞકર્મમા એક પશુને (પવિત્ર) જળવડે છાટેલો (નવડાવી શુદ્ધ કરેલો) જોઈને ત્યા બેઠેલા એક અધ્વર્યુને, એક યતિએ ધિક્કાર કરતા કહ્યુ કે, 'આ તો હિંસા છે.'[7]

तमध्वर्युः प्रत्युवाच नायं छागो विनश्यति ।
श्रेयसा योक्ष्यते जंतुर्यदि श्रुतिरियं तथा ॥ ८ ॥
यो ह्यस्य पार्थिवो भागः पृथिवीं स गमिष्यति ।
यदस्य वारिजं किंचिदपस्तत्संप्रवेक्ष्यति ॥ ९ ॥

सूर्यं चतुर्दिशः श्रोत्रं प्राणोस्य दिवमेव च ।
आगमे वर्त्तमानस्य न मे दोषोऽस्ति कश्चन ॥ १० ॥

અધ્વર્યુએ તેને જવાબ આપ્યો, "આ છાગ(બકરા)નો નાશ થતો નથી. જો શ્રુતિને સાચી માનીએ તો આ પ્રાણીનુ શ્રેય થશે[૯] કારણ કે આનો જે પાર્થિવ ભાગ છે, તે પૃથિવીમા મળી જશે, આનો જે પાણીવાળો ભાગ છે તે જળ સાથે ભળી જશે,[૯] તેના નેત્રો સૂર્યમા ભળી જશે, તેના કાન દિશાઓમા ભળશે, અને આનો પ્રાણ આકાશ(વાયુ)મા ભળશે શાસ્ત્ર પ્રમાણે ચાલનાર એવા મારા (આ પશુવધથી) કંઈ દોષ થતો નથી[૧૦]

यतिरुवाच–प्राणैर्वियोगे च्छागस्य यदि श्रेयः प्रपश्यसि ।
छागार्थे वर्त्तते यज्ञो भवतः किं प्रयोजनं ॥ ११ ॥
अत्र त्वा मन्यता भ्राता पिता माता सखेति च ।
मंत्रयस्वैनमुन्नीय परवंत विशेषतः ॥ १२ ॥
एवमेवानुमन्येरंस्तान् भवान्द्रष्टुमर्हति ॥
तेषामनुमत श्रुत्वा शक्या कर्त्तु विचारणा ॥ १३ ॥

યતિ કહે છે–આ પ્રમાણે પ્રાણનો વિયોગ કરવામા બકરાનુ શ્રેય જો તને જણાતુ હોય તો આ યજ્ઞ છાગ(બકરા)ને માટે છે, તેમા તારે શું પ્રયોજન છે?[૧૧] આ બાબતમા એના ભાઈ, માતા, પિતા અને સખાની સમતિ લે વિશેષે કરીને આ પરાધીન છે, માટે તેને સાથે લઈ જઈને તેમની રજા લે[૧૨] તેઓ એમ જ કરવાની સલાહ આપે, તેટલા માટે આપે તેમને મળવુ જોઈએ તેઓની અનુમતિ મળ્યા પછી (તુ કહે છે તેમ) વિચાર કરી શકાશે[૧૩]

प्राणा अप्यस्यच्छागस्य प्रापितास्ते स्त्रयोनिषु ।
शरीरं केवलं शिष्टं निश्चेष्टमिति मे मतिः ॥ १४ ॥

इंधनस्य तु तुल्येन शरीरेण विचेतसा ।
हिंसा निर्वेष्टुकामानामिंधनं पशुसंज्ञितं ॥ १५ ॥
अहिंसा सर्वधर्माणामिति वृद्धानुशासनं ।
यदहिंस्रं भवेत्कर्म तत्कार्यमिति विद्महे ॥ १६ ॥
अहिंसेति प्रतिज्ञेयं यदि वक्ष्याम्यतः परं ।
शक्यं बहुविधं कर्तुं भवता कार्यदूषणं ॥ १७ ॥
अहिंसा सर्वभूतानां नित्यमस्मासु रोचते ।
प्रत्यक्षतः साधयामो न परोक्षमुपास्महे ॥ १८ ॥

આ બકરાના પ્રાણોને પોતપોતાની યોનિ( મૂળ )મા મોકલાવી દીધા છે, કેવળ શરીર પાછળ રહ્યુ છે, તે તો ચેતના વિનાનુ છે, એમ મારુ માનવુ છે[૧૪] ચેતના વિનાનુ શરીર ઇન્ધન (લાકડા) તુલ્ય છે તે તો યજ્ઞ કરવાની ઇચ્છા કરનારની હિંસા ગણાય છે, (કારણ કે યજ્ઞમા) પશુ નામનુ બળતણ એ છે[૧૫] વૃદ્ધોની એવી આજ્ઞા છે કે, अहिंसा सर्वधर्माणाम् સર્વ ધર્મોમા અહિંસા શ્રેષ્ઠ છે, જે કર્મ હિંસા કર્યા વિના થાય છે, તેને જ અમે કર્મ તરીકે માનીએ છીએ[૧૬] જો આગળ વધીને કહું તો હિંસા ન કરવી, એવી પ્રતિજ્ઞા લેવી જોઈએ, ( નહિ તો ) તારે હાથે બહુ જાતના દુષ્ટ કર્મ થશે[૧૭] કોઈ પણ પ્રાણીની હિંસા ન કરવી, એ અમને નિત્ય રુચે છે અમે તે પ્રત્યક્ષ સિદ્ધ કરીએ છીએ, તેની પરોક્ષ ઉપાસના કરતા નથી[૧૮]*

अध्वर्युरुवाच—भूमेर्गंधगुणान् भुंक्षे पिबस्यापोमयान् रसान् ।
ज्योतिषा पश्यसे रूपं स्पृशस्यनिलजान्गुणान् ॥ १९ ॥

---

* આ જૈન મત છે

श्रृणोष्याकाशजान् शब्दान्मनसा मन्यसे मतिं ।
सर्वाण्येतानि भूतानि प्राणा इति च मन्यसे ॥ २० ॥
प्राणादाने निवृत्तोऽसि हिंसायां वर्तते भवान् ।
नास्ति चेष्टा विना हिंसा किंवा त्वं मन्यसे द्विज ॥२१॥

અધ્વર્યુ કહે છે –તું ભૂમિના ગંધરૂપ ગુણોને ભોગવે છે, જળના રસોને પીએ છે, તેજસ્વી પદાર્થોના રૂપને જુએ છે, પવનમાંથી ઉપજેલા ગુણોનો સ્પર્શ કરે છે,[૧૯] આકાશમાંથી નીકળતા શબ્દોનું શ્રવણ કરે છે, મનવડે મતિનું મનન કરે છે, તું એમ માને છે કે, આ સર્વ ભૂતો પ્રાણરૂપ છે[૨૦] પ્રાણ લેવાની વિરુદ્ધનું થવા છતાં તું હિંસા કરવાનું તો ચાલુ જ રાખે છે, હિંસા કર્યા વિના કોઈ પણ કર્મ થઈ શકતું નથી, તો, હે દ્વિજ! તું એ વિષે શું ધારે છે?[૨૧]

यतिरुवाच—अक्षरं च क्षरं चैव द्वैधीभावोऽयमात्मनः ।
अक्षरं तत्र सद्भावः स्वभावः क्षर उच्यते ॥ २२ ॥
प्राणो जिह्वा मनः सत्त्वं सद्भावो रजसा सह ।
भावैरेतैर्विमुक्तस्य निर्द्वंद्वस्य निराशिषः ॥ २३ ॥
समस्य सर्वभूतेषु निर्ममस्य जितात्मनः ।
समंतात्परिमुक्तस्य न भयं विद्यते क्वचित् ॥ २४ ॥

યતિ કહે છે –અક્ષર અને ક્ષર (અવિનાશી અને વિનાશી) એવા બે પ્રકારના ભાવવાળો આ આત્મા છે સદ્ભાવ* તે અક્ષર

* સત્ભાવ=જેનો ભાવ અર્થાત્ અસ્તિત્વ નિત્ય છે તે સ્વભાવ=સુ! અભાવ એટલે જેનો ત્રણે કાળમાં સારી રીતે અભાવ છે તે જુઓ ભગવદ્ગીતા.

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥

આત્મા છે અને સ્વભાવ તે ક્ષર આત્મા છે[૨૨] પ્રાણ, જિહ્વા, મન, સત્ત્વ, ગુણ, અને રજસ (માયા) ગુણસહિત સદ્ભાવ, આટલા ભાવોથી મુક્ત થયેલો, કોઈ પણ જાતના વિરુદ્ધ દ્વન્દ્વ ગુણ રહિત થયેલો, આશા વગરનો,[૨૩] સર્વ પ્રાણીઓ પ્રતિ સમદૃષ્ટિવાળો, મમતા વિનાનો, ઇન્દ્રિયોને જિતનારો અને ચારે બાજુથી બીલકુલ મુક્ત થયેલો એવો જે હોય, તેને કંઈ પણ ભય હોતો નથી[૨૪]

अध्वर्युरुवाच–सद्भिरेवेह संवासः कार्यो मतिमतां वर ।
भवतो हि मतं श्रुत्वा प्रतिभाति मतिर्मम ॥ २५ ॥
भगवन् भगवद्बुद्ध्या प्रतिपन्नो ब्रवीम्यहं ।
व्रतं मंत्रकृतं कर्तुर्नापराधोऽस्ति मे द्विज ॥ २६ ॥

અધ્વર્યુ કહે છે–હે મતિમાનોમા શ્રેષ્ઠ! આ વિષયમા સાધુ પુરુષો સાથે સવાદ કરવો જોઈએ કારણ કે તારો મત સાભળીને મારી મતિ સામી પ્રકાશિત થઈ છે[૨૫] હે ભગવન્! ભગવાનની બુદ્ધિથી યુક્ત થયેલો હું કહું છુ કે, હે દ્વિજ! હુ વેદોક્ત કર્મ કર છુ, માટે મારો કોઈ અપરાધ નથી[૨૬]

ब्राह्मण उवाच–उपपत्त्या यतिस्तूष्णीं वर्त्तमानस्ततः परं ।
अध्वर्युरपि निर्मोहः प्रचचार महामखे ॥ २७ ॥
एवमेतादृशं मोक्षं सुसूक्ष्मं ब्राह्मणा विदुः ।
विदित्वा चानुतिष्ठंति क्षेत्रज्ञेनार्थदर्शिना ॥ २८ ॥

इति श्रीमहाभारते आश्वमेधिके पर्वणि अनुगीतापर्वणि
ब्राह्मणगीतासु त्रयोदशोऽध्याय ॥ १३ ॥

બ્રાહ્મણ કહે છે–આ ઉપપત્તિ(યુક્તિ)થી તે યતિ શાંત પડ્યો અને તે અધ્વર્યુએ પણ મોહરહિત થઈને તે મહાયજ્ઞ આગળ

ચાલુ કર્યો.[૨૭] બ્રાહ્મણો આ રીતે આવા અતિસૂક્ષ્મ મોક્ષને જાણે છે, અને તે જાણીને અર્થ બતાવનારા ક્ષેત્રજ્ઞની સૂચના પ્રમાણે અનુષ્ઠાન કરે છે[૨૮]

इति श्रीमहाभारतमा आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमा 'ब्राह्मणगीतामा यज्ञीय हिंसाविषे विचार' ए नामनो अध्याय १३ मो समाप्त



## અધ્યાય ૧૪ મો

### પરશુરામે કાર્તવીર્યને મારી નાંખ્યો

ब्राह्मण उवाच–अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् ।
कार्त्तवीर्यस्य संवादं समुद्रस्य च भाविनि ॥ १ ॥
कार्त्तवीर्यार्जुनो नाम राजा बाहुसहस्रवान् ।
येन सागरपर्यंता धनुषा निर्जिता मही ॥ २ ॥

બ્રાહ્મણ કહે છે—આ વિષયમા પણ પુરાતન ઇતિહાસનો, કાર્તવીર્ય અને સમુદ્રના સવાદરૂપ આ એક દાખલો, હે ભામિનિ! આપવામા આવે છે[૧] એક હજાર હાથવાળો કાર્તવીર્ય અર્જુન નામનો એક રાજા હતો. તેણે સાગર સૂધીની પૃથિવી ધનુષવડે જિતી હતી[૨]

स कदाचित्समुद्रांते विचरन्बलदर्पितः ।
अवाकिरन् शरशतैः समुद्रमिति नः श्रुतम् ॥ ३ ॥
तं समुद्रो नमस्कृत्य कृतांजलिरुवाच ह ।
मा मुंच वीर नाराचान् ब्रूहि किं करवाणि ते ॥ ४ ॥
मदाश्रयाणि भूतानि त्वद्विसृष्टैर्महेषुभिः ।
वध्यंते राजशार्दूल तेभ्यो देह्यभयं विभो ॥ ५ ॥

એક વેળાએ સમુદ્રના કિનારાપર ફરતા ફરતા તેણે બળનો ગર્વ ધરીને, સેંકડો બાણોથી સમુદ્રને છાઈ દીધો હતો, એવુ અમારા સાભળવામા છે.[૩] સમુદ્રે તેને નમસ્કાર કરી હાથ જોડી કહ્યું કે, 'હે વીર! તું તારા નારાચ (બાણ) છોડ ના હું શુ કરુ, તે તુ કહે[૪] તારા છોડેલા મહાન્ બાણોથી મારા આશ્રયે રહેલા પ્રાણીઓનો, હે રાજશાર્દૂલ! વધ થાય છે, તેઓને, હે વિભો! તુ અભયદાન આપ'[૫]

अर्जुन उवाच—मत्समो यदि संग्रामे शरासनधरः क्वचित् ।
विद्यते तं समाचक्ष्व यः समासीत मां मृधे ॥६॥
समुद्र उवाच—महर्षिर्जमदग्निस्ते यदि राजन्परिश्रुतः ।
तस्य पुत्रस्तवातिथ्यं यथावत्कर्त्तुमर्हति ॥ ७ ॥

અર્જુન કહે છે-સગ્રામમા મારા સમાન ધનુષ અને બાણ ધરનારો કદાચ કોઈ હોય કે જે રણમા મારી સામા ઉભો રહે તો તે વિષે તુ મને કહે[૬] સમુદ્ર કહે છે-હે રાજન્! મહર્ષિ જમદગ્નિનુ નામ જો તેં સાભળ્યુ હોય તો તેનો પુત્ર તારુ આતિથ્ય યથાર્થ કરવાને યોગ્ય છે[૭]

ततः स राजा प्रययौ क्रोधेन महताहतः ।
स तमाश्रममागम्य राममेवान्वपद्यत ॥ ८ ॥
स रामप्रतिकूलानि चकार सह बंधुभिः ।
आयास जनयामास रामस्य च महात्मनः ॥ ९ ॥
ततस्तेजः प्रजज्वाल रामस्यामिततेजसः ।
प्रदहन् रिपुसैन्यानि तदा कमललोचने ॥ १० ॥

પછી તે રાજા મહા ક્રોધથી ઘેરાઈને ત્યાથી ચાલ્યો ગયો, અને તેના આશ્રમમા જઈને ખુદ રામને જ મળ્યો.[૮] ત્યા તેણે

પોતાના સબંધીઓ સાથે મળીને રામને વિષે પ્રતિકૂળ આચરણ કર્યાં, અને મહાત્મા રામને ઘણા પજવ્યા [૯] ત્યારે અમાપ તેજવાળા રામનુ, હે કમલના જેવા લોચનવાળી! શત્રુઓના સૈન્યને બાળી નાખતુ તેજ પ્રકાશ્યુ [૧૦]

ततः परशुमादाय स तं बाहुसहस्रिणम् ॥
चिच्छेद सहसा रामो बहुशाखमिव द्रुमम् ॥ ११ ॥
तं हतं पतितं दृष्ट्वा समेताः सर्वबान्धवाः ।
असीनादाय शक्तीश्च भार्गवं पर्यधावयन् ॥ १२ ॥
रामोऽपि धनुरादाय रथमारुह्य सत्वरः ।
विसृजन् शरवर्षाणि व्यधमत्पार्थिवं बलम् ॥ १३ ॥

પછી પોતાની ફરસી લઈને તે રામે, જેમ બહુ શાખાવાળા વૃક્ષને કાપવામા આવે તેમ, એકદમ તે હજાર બાહુવાળા અર્જુનને ચીરી નાખ્યો [૧૧] તેને હણાયલો પડેલો જોઈને, તરવારો અને શક્તિ લઈને, તેના સર્વ બધુઓ એકત્ર થઈને ભાર્ગવપર ધસી ગયા [૧૨] રામે પણ સત્વર રથપર ચઢી ધનુષ લઈને, બાણોનો વર્ષાદ વરસાવતા તે રાજાના લશ્કરને ધમધમાવી નાખ્યુ [૧૩]

ततस्तु क्षत्रियाः केचिज्जामदग्न्यभयार्दिताः ।
विविशुर्गिरिदुर्गाणि मृगाः सिंहार्दिता इव ॥ १४ ॥
तेषां स्वविहितं कर्म तद्भयान्नानुतिष्ठताम् ।
प्रजा वृषलता प्राप्ता ब्राह्मणानामदर्शनात् ॥ १५ ॥

પછી જમદગ્નિના પુત્રના ભયથી દુ ખી થતા કેટલાક ક્ષત્રિયો, સિંહના ભયથી દુ ખી થતા મૃગોની માફક, ગિરિઓની ગુફાઓ-(કિલ્લાઓ)મા ભરાઈ ગયા [૧૪] રામના ભયને લીધે પોતપોતાની જાતિના ઠરાવેલા કર્મોનુ અનુષ્ઠાન તેઓમાથી જેઓએ ન કર્યું

તેઓની પ્રજા, બ્રાહ્મણોના અભાવને લીધે વૃષલ એટલે શૂદ્રની સ્થિતિએ પહોંચી[૧૫]

एवं ते द्रविडाभीराः पुंड्राश्च शबरैः सह ।
वृषलत्वं परिगता व्युत्थानात् क्षत्रधर्मिण. ॥ १६ ॥
ततश्च हतवीरासु क्षत्रियासु पुनःपुनः ।
द्विजैरुत्पादितं क्षत्रं जामदग्न्यो न्यकृंतत ॥ १७ ॥
एकविंशतिमेधाते रामं वागशरीरिणी ।
दिव्या प्रोवाच मधुरा सर्वलोकपरिश्रुता ॥ १८ ॥

આ રીતે ક્ષત્રિયોના ધર્મોમાંથી ભ્રષ્ટ થવાથી તેઓ દ્રવિડ, આભીર, પુંડ્રો અને શબરની સાથે વૃષલ એટલે શૂદ્રની સ્થિતિને પામ્યા[૧૬] અને પછી જ્યારે હણાયેલા વીર ક્ષત્રિયોની સ્ત્રીઓ વિષે બ્રાહ્મણોએ ક્ષત્રિયોને ઉત્પન્ન કર્યાં ત્યારે પણ જમદગ્નિના પુત્રે તેમનો નાશ કર્યો કીધો[૧૭] આવા એકવીશ યુદ્ધયજ્ઞ થયા પછી શરીર વગરની, દિવ્ય, મધુર અને સર્વ લોકમા સભળાય તેવી વાણીએ રામને કહ્યુ કે,[૧૮]

राम राम निवर्त्तस्व कं गुण तात पश्यसि ।
क्षत्रबंधूनिमान्प्राणैर्विप्रयोज्य पुनःपुनः ॥ १९ ॥
तथैव तं महात्मानमृचीकप्रमुखास्तदा ।
पितामहा महाभाग निवर्त्तस्वेत्यथाब्रुवन् ॥ २० ॥
पितुर्वधममृष्यंस्तु रामः प्रोवाच तानृषीन् ।
नार्हंतीह भवंतो मां निवारयितुमित्युत ॥ २१ ॥

'હે રામ! હે રામ! બસ થયુ હે તાત! આ ક્ષાત્ર બધુઓ-(અધમ ક્ષત્રિયો)નો પુન પુન પ્રાણથી વિયોગ કરાવ-

વામા તને કયો ગુણ (લાભ) દેખાય છે?'[१९] તેમજ, હે મહાભાગ! ઋચીક વગેરે મુખ્ય મુખ્ય પિતામહો પણ તે મહાત્માને, 'બસ થયુ,' એમ કહેવા લાગ્યા[२०] પોતાના પિતાનો વધ સહન ન કરી શકનાર એવા રામે તે ઋષિઓને કહ્યુ કે, 'આ વિષયમા આપ મુરબ્બીઓએ મને અટકાવવો યોગ્ય નથી.'[२१]

पितर ऊचुः—नार्हसे क्षत्रबंधूंस्त्वं निहंतुं जयतां वर ।
नेह युक्तं त्वया हंतुं ब्राह्मणेन सता नृपान् ॥ २२ ॥

इति श्रीमहाभारते आश्वमेधिके पर्वणि अनुगीतापर्वणि
ब्राह्मणगीतासु चतुर्दशोऽध्याय ॥ १४ ॥

પિતૃઓ કહે છે —'હે વિજયવતોમા શ્રેષ્ઠ! બિચારા ક્ષત્રિયોને હણવાને તુ યોગ્ય નથી, વળી આ વિષયમા તારા જેવા ઉત્તમ બ્રાહ્મણે રાજાઓને હણવા, એ યુક્ત નથી'[२२]

इति श्रीमहाभारतमा आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमा 'ब्राह्मणगीतामा कार्तवीर्य अर्जुननो वध' ए नामनो अध्याय १४ मो समाप्त

---

## અધ્યાય ૧૫ મો

### અલર્ક રાજાને થયેલુ જ્ઞાન

पितर ऊचुः—अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् ।
श्रुत्वा च तत्तथा कार्यं भवता द्विजसत्तम ॥ १ ॥
अलर्को नाम राजर्षिरभवत्सुमहातपाः ॥
धर्मज्ञः सत्यवादी च महात्मा सुदृढव्रतः ॥ २ ॥
स सागरांतां धनुषा विनिर्जित्य महीमिमां ।
कृत्वा सुदुष्करं कर्म मनः सूक्ष्मे समादधे ॥ ३ ॥

स्थितस्य वृक्षमूलेषु तस्य चिंता बभूव ह ।
उत्सृज्य सुमहत्कर्म सूक्ष्मं प्रति महामते ॥ ४ ॥

પિતૃઓ કહે છે -આ વિષયમા પુરાતન ઇતિહાસનો આ એક દાખલો આપવામા આવે છે તે સાભળીને, હે દ્વિજસત્તમ! તે પ્રમાણે તારે કરવુ જોઇએ [१] અતિ મહાન્ તપ કરવાવાળો અલર્ક નામનો એક રાજર્ષિ હતો તે ધર્મને જાણવાવાળો, સત્ય બોલનારો, મહાત્મા, અને અતિ દૃઢ વ્રત કરવાવાળો હતો [२] પોતાના ધનુષવડે સાગર જેનો અત (સીમા-મર્યાદા) છે, એવી આ મહીને જિતી લઇને અને એ રીતે અતિ દુષ્કર કર્મ કરીને તેણે પોતાનુ મન સૂક્ષ્મ (એટલે બ્રહ્મને શોધવા)પર રોક્યુ [३] (એક વેળાએ) એક વૃક્ષના મૂળમા તે બેઠો હતો ત્યારે, હે મહા મતિવાળા! શત્રુજયાદિ દુષ્કર કર્મ કરવાનુ છોડી દઈ, સૂક્ષ્મ (બ્રહ્મ)ની (શોધ માટે) તેને ચિંતા થવા લાગી [४]

अलर्क उवाच—मनसो मे बलं जातं मनो जित्वा ध्रुवो जयः ।
अन्यत्र बाणान्धास्यामि शत्रुभिः परिवारितः ॥ ५ ॥
यदिदं चापलात्कर्म सर्वान्मर्त्यांश्चिकीर्षति ।
मनः प्रति सुतीक्ष्णाग्रानहं मोक्ष्यामि सायकान् ॥ ६ ॥

અલર્ક કહે છે -મારા મનમા બળ (અભિમાન) જન્મ્યુ છે, મનને જિત્યુ એટલે ખરેખર જય થયો છે (ઇંદ્રિયરૂપ) શત્રુઓથી ઘેરાયેલો હું હવે બીજી દિશામા (મન તરફ) મારાં બાણો ફેંકીશ [५] આ મન પોતાની ચપળાઈ (અસ્થિરતા)ને લીધે સર્વ મૃત્યુવશ પાસે કર્મની ઇચ્છા કરાવે છે, માટે હવે હુ અતિતીક્ષ્ણ અણીવાળા બાણો મનનાપર મૂકીશ [६]

मन उवाच–नेमे बाणास्तरिष्यंति मामलर्क कथंचन ।
तवैव मर्म भेत्स्यंति भिन्नमर्मा मरिष्यसि ॥ ७ ॥
अन्यान् बाणान्समीक्षस्व यैस्त्वं मां सूदयिष्यसि ।
तच्छ्रुत्वाऽप्यविचिंत्याथ ततो वचनमब्रवीत् ॥ ८ ॥

મન કહે છે–હે અલર્ક! આ બાણો મને કોઈ પણ રીતે વિંધી શકે તેમ નથી એ તો તારાજ મર્મોને ભેદશે, અને ભેદાયલા મર્મોવાળો તુ મરી જશે.[૭] બીજા બાણોને તુ શોધ, કે જેવડે તુ મને મારી શકે. આ સાભળીને તેપર વિચાર કરીને તેને જવાબ આપ્યો.[૮]

अलर्क उवाच–आघ्राय सुबहून्गंधांस्तानेव प्रतिगृध्यति ।
तस्मात् घ्राणं प्रति शरान् प्रति मोक्षाम्यहं शितान् ॥ ९ ॥
घ्राण उवाच–नेमे बाणास्तरिष्यंति मामलर्क कथंचन ।
तवैव मर्म भेत्स्यंति भिन्नमर्मा मरिष्यसि ॥ १० ॥

અલર્ક કહે છે.–ઘણા ઘણા ગંધો સુઘ્યા પછી તેનેજ માટે માણસ લોભ કરે છે. તેટલા માટે નાકપર હું તીક્ષ્ણ બાણો છોડીશ.[૯] નાક કહે છે–હે અલર્ક! આ બાણો મને કોઈ પણ રીતે વિંધી શકે તેમ નથી એ તો તારાજ મર્મોને ભેદશે, અને ભેદાયલા મર્મોવાળો તું મરી જશે.[૧૦]

अन्यान्बाणान्समीक्षस्व यैस्त्वं मां सूदयिष्यसि ।
तच्छ्रुत्वा स विचिंत्याथ ततो वचनमब्रवीत् ॥ ११ ॥
अलर्क उवाच–इयं स्वादून् रसान् भुक्त्वा तानेव प्रतिगृध्यति ।
तस्माज्जिह्वां प्रतिशरान्प्रति मोक्ष्याम्यहं शितान् ॥ १२ ॥

जिह्वोवाच–नेमे बाणास्तरिष्यंति मामलर्क कथंचन ।
तवैव मर्म भेत्स्यति भिन्नमर्मा मरिष्यसि ॥ १३ ॥

માટે તુ બીજા બાણોને શોધ, કે જેવડે તુ મને મારી શકે આ સાભળીને તેણે તેનાપર વિચાર કરીને જવાબ આપ્યો.[૧૧] અલર્ક કહે છે –સ્વાદવાળા રસોને ભોગવ્યા(ચાખ્યા) પછી આ (જીભ) તેનો જ લોભ કરે છે, તેટલા માટે જિહ્વાપર જ હું તીક્ષ્ણ બાણો છોડીશ[૧૨] જિહ્વા કહે છે –હે અલર્ક! આ બાણો મને કોઈ પણ રીતે વિંધી શકે તેમ નથી એ તો તારા જ મર્મોને ભેદશે, અને ભેદાયેલા મર્મોવાળો તુ મરી જશે[૧૩]

अन्यान्बाणान्समीक्षस्व यैस्त्वं मां सूदयिष्यसि ।
तच्छ्रुत्वा स विचिंत्याथ ततो वचनमब्रवीत् ॥ १४ ॥

अलर्क उवाच–स्पृष्ट्वा त्वग्विविधान् स्पर्शांस्तानेव प्रतिगृध्यति ।
तस्मात्त्वचं पाटयिष्ये विविधैः कंकपत्रिभिः ॥ १५ ॥

માટે તુ બીજાં બાણોને શોધ, કે જેવડે તુ મને મારી શકે આ સાભળીને તેણે તેનાપર વિચાર કરીને જવાબ આપ્યો[૧૪] અલર્ક કહે છે –આ ચામડી વિવિધ સ્પર્શો કરીને તેનો જ લોભ કરે છે તેટલા માટે કંક પક્ષીના પીંછાવાળા આ વિવિધ બાણોથી હું ચામડીને જ છોલી નાખીશ[૧૫]

त्वगुवाच- नेमे बाणास्तरिष्यंति मामलर्क कथंचन ।
तवैव मर्म भेत्स्यंति भिन्नमर्मा मरिष्यसि ॥ १६ ॥

अन्यान्बाणान्समीक्षस्व यैस्त्वं मां सूदयिष्यसि ।
तच्छ्रुत्वा स विचिंत्याथ ततो वचनमब्रवीत् ॥ १७ ॥

अलर्क उवाच–श्रुत्वा तु विविधान् शब्दांस्तानेव प्रतिगृध्यति ।
तस्माच्छ्रोत्रं प्रति शरान् प्रतिमुंचाम्यहं शितान् ॥ १८ ॥

ત્વચા કહે છે-હે અલર્ક! આ બાણો મને કોઈ પણ રીતે વિંધી શકશે નહિં, એ તો તારા જ મર્મોને ભેદશે, અને ભેદાયેલા મર્મોવાળો તું મરી જશે[१६] માટે તુ બીજા બાણોને શોધ, કે જેવડે તુ મને મારી શકે આ સાભળીને તેણે તે પર વિચાર કરીને તેને જવાબ આપ્યો[१७] અલર્ક કહે છે-આ કાન વિવિધ શબ્દો સાભળીને તેનો જ લોભ કરે છે, માટે એ કાનપર જ હું તીક્ષ્ણ શરો મૂકીશ[१८]

श्रोत्रमुवाच-नेमे बाणास्तरिष्यंति मामलर्क कथचन ।
तवैव मर्म भेत्स्यति ततो हास्यसि जीवितं ॥ १९ ॥
अन्यान्बाणान्समीक्षस्व यैस्त्वं मां सूदयिष्यसि ।
तच्छ्रुत्वा स विचिंत्याथ ततो वचनमब्रवीत् ॥ २० ॥
अलर्क उवाच-दृष्ट्वा रूपाणि बहुशस्तान्येव प्रतिगृध्यति ।
तस्माच्चक्षुर्हनिष्यामि निशितैः सायकैरहं ॥ २१ ॥

કાન કહે છે-હે અલર્ક! આ બાણો કોઈ પણ રીતે મને વિંધી શકશે નહિં, એ તો તારા જ મર્મોને ભેદશે, અને તેથી તારો જીવ જશે[१९] માટે તુ બીજા બાણોને શોધ, કે જેમનાવડે તું મને મારી શકે આ સાભળીને તેણે તે પર વિચાર કરીને જવાબ આપ્યો[२०] અલર્ક કહે છે-ઘણા ઘણા રૂપરગ જોઈને આ ચક્ષુ તેનો જ લોભ કરે છે, માટે આ ચક્ષુનો જ હું તીક્ષ્ણ અણીવાળા બાણોવડે નાશ કરીશ.[२१]

चक्षुरुवाच-नेमे बाणास्तरिष्यंति मामलर्क कथंचन ।
तवैव मर्म भेत्स्यंति भिन्नमर्मा मरिष्यसि ॥ २२ ॥
अन्यान्बाणान्समीक्षस्व यैस्त्वं मां सूदयिष्यसि ।
तच्छ्रुत्वा स विचिंत्याथ ततो वचनमब्रवीत् ॥ २३ ॥

अलर्क उवाच-इयं निष्ठा बहुविधा प्रज्ञया त्वध्यवस्यति ।
तस्माद्बुद्धिं प्रति शरान्प्रतिमोक्ष्याम्यहं शितान् ॥ २४ ॥

ચક્ષુ કહે છે-હે અલર્ક! આ બાણો કોઈ પણ રીતે મને વિંધી શકશે નહિ એ તો તારા જ મર્મોને ભેદશે અને ભેદાયેલા મર્મોવાળો તું જ મરી જશે [૨૨] માટે તુ બીજા બાણોને શોધ, કે જેમનાવડે તું મને મારી શકે આ સાભળીને તેણે તેનાપર વિચાર કર્યો અને આ વચન બોલ્યો [૨૩] અલર્ક કહે છે-આ અનેક પ્રકારના નિશ્ચય, બુદ્ધિ અર્થાત્ પ્રજ્ઞાવડે અનેક પ્રકારના પ્રયાસ કરે છે માટે એ બુદ્ધિનાપર જ હું તીક્ષ્ણ બાણો મૂકીશ [૨૪]

बुद्धिरुवाच-नेमे बाणास्तरिष्यंति मामलर्क कथंचन ।
तवैव मर्म भेत्स्यंति भिन्नमर्मा मरिष्यसि ।
अन्यान्बाणान्समीक्षस्व यैस्त्वं मा सूदयिष्यसि ॥ २५ ॥

બુદ્ધિ કહે છે-હે અલર્ક! આ બાણો કોઈ પણ રીતે મને વિંધી શકશે નહિ, એ તો તારા જ મર્મોને ભેદશે, અને ભેદાયેલા મર્મોવાળો તુ જ મરી જશે માટે તું બીજા બાણોને શોધ, કે જેવડે તુ મને મારી શકે [૨૫]

ब्राह्मण उवाच-ततोऽलर्कस्तपो घोरं तत्रैवास्थाय दुष्करम् ।
नाध्यगच्छत्परं शक्त्या बाणमेतेषु सप्तसु ॥ २६ ॥
सुसमाहितचेतास्तु स ततोऽचिंतयत्प्रभुः ।
स विचिंत्य चिरं कालमलर्को द्विजसत्तम ॥ २७ ॥
नाध्यगच्छत्परं श्रेयो योगान्मतिमतां वरः ।
स एकाग्रं मनः कृत्वा निश्चलो योगमास्थितः ॥ २८ ॥

બ્રાહ્મણ કહે છે—તે પછી અલર્કે ત્યા જ ઘોર, દુષ્કર તપ કર્યું પણ આ સાત પર ફેંકવાને ઉત્તમ બાણ તપ શક્તિથી મળ્યુ નહિ[૨૬] પછી સારી રીતે સાવધાન થયુ છે ચિત્ત જેનુ એવા તે રાજાએ વિચાર કરવા માડ્યો હે દ્વિજસત્તમ! વિચાર કરવામા પણ અલર્કે લાબો કાળ ગાળ્યો[૨૭] પણ મતિ(બુદ્ધિ)માનોમા શ્રેષ્ઠ એવા તેને યોગ કરતા પરમ શ્રેય મળ્યુ નહિ ત્યારે તે મનને એકાગ્ર કરીને, નિશ્ચળ થઇને (રાજ)યોગ સાધવા લાગ્યો[૨૮]

इंद्रियाणि जघानाशु बाणेनैकेन वीर्यवान् ।
योगेनात्मानमाविश्य सिद्धिं परमिकां गतः ॥ २९ ॥
विस्मितश्चापि राजर्षिरिमां गाथां जगाद ह ।
अहो कष्टं यदस्माभिः सर्वं बाह्यमनुष्ठितम् ॥ ३० ॥
भोगतृष्णासमायुक्तैः पूर्वं राज्यमुपासितम् ।
इति पश्चान्मया ज्ञातं योगान्नास्ति परं सुखम् ॥ ३१ ॥
इति त्वमनुजानीहि राम मा क्षत्रियान् जहि ।
तपो घोरमुपातिष्ठ ततः श्रेयोऽभिपत्स्यसे ॥ ३२ ॥

તે વીર્યવાને એક જ બાણથી ઇન્દ્રિયોને એકદમ મારી નાખી, અને યોગબળવડે આત્માને વિષે પ્રવેશ કરીને પરમ સિદ્ધિને મેળવી.[૨૯] પછી વિસ્મય પામેલા તે રાજર્ષિએ આ ગાથા ગાઈ કે—"અહો! કેવી દુ:ખકારક વાત છે કે, અમે સઘળા બાહ્ય કર્મોનુ અનુષ્ઠાન કરીએ છીએ,[૩૦] મેં ભોગની તૃષ્ણામા બધાઇને પ્રથમ રાજ્યની ઉપાસના કરી, પરતુ પાછળથી મેં જાણ્યુ કે, યોગના કરતા શ્રેષ્ઠ સુખ છે જ નહિ."[૩૧] આ, હે (પરશુ)રામ! તુ જાણ, અને ક્ષત્રિયોને માર નહિ, ઘોર તપનુ આચરણ કર, તેથી તારુ શ્રેય થશે.[૩૨]

इत्युक्तः स तपो घोरं जामदग्न्यः पितामहैः ।
आस्थितः सुमहाभागो ययौ सिद्धिं च दुर्गमा ॥ ३३ ॥
इति श्रीमहाभारते आश्वमेधिके पर्वणि अनुगीतापर्वणि
ब्राह्मणगीतासु पञ्चदशोऽध्याय ॥ १५ ॥

આ રીતે પિતામહોએ, જમદગ્નિના પુત્રને કહ્યુ, એટલે તેણે ઘોર તપ આદર્યું અને અતિ મહા ભાગ્યશાળી એવા તે અતિમુશ્કેલીથી મળે તેવી સિદ્ધિને પામ્યા ૩૩

इति श्रीमहाभारतमा आश्वमेधिकपर्वमा अनुगीतापर्वमा ब्राह्मणगीतामा
'अलर्कने थयेलु ज्ञान' ए नामनो १५ मो अध्याय समाप्त

## અધ્યાય ૧૬ મો
### અંબરીષની ગાથા

ब्राह्मण उवाच—त्रयो वै रिपवो लोके नवधा गुणतः स्मृताः ।
प्रहर्षः प्रीतिरानंदस्त्रयस्ते सात्विका गुणाः ॥ १ ॥
तृष्णा क्रोधोऽभिसंरंभो राजसास्ते गुणाः स्मृताः ।
श्रमस्तंद्रा च मोहश्च त्रयस्ते तामसा गुणाः ॥ २ ॥
एतान्निकृत्य धृतिमान् बाणसंघैरतंद्रितः ।
जेतुं परानुत्सहते प्रशातात्मा जितेंद्रियः ॥ ३ ॥

બ્રાહ્મણ કહે છે -લોકોમા ત્રણ શત્રુઓ (ગણાય) છે, અને ગુણને લીધે તેમના નવ ભેદ પાડેલા કહેવાય છે પ્રહર્ષ, પ્રીતિ (સતોષ) અને આનદ એ ત્રણ સાત્વિક ગુણો છે ૧* તૃષ્ણા (લોભ),

* પ્રહર્ષ, પ્રીતિ અને આનદ એ એક જ ગુણના અશો છે વસ્તુ મળશે એવો નિશ્ચય થતા જે ભાવ અતરમા પ્રવર્તે તે પ્રહર્ષ, વસ્તુ મળતા જે સતોષ થાય તે પ્રીતિ, અને વસ્તુ મળ્યા પછી ભોગવતા જે ભાવ પ્રવર્તે તે આનદ

ક્રોધ અને અભિસરંભ (તિરસ્કાર) એ રાજસ ગુણો કહેવાય છે, શ્રમ, તંદ્રા, અને મોહ એ ત્રણ તામસ ગુણો છે[૨] બાણના સમૂહ-વડે આ ગુણોને છેદી નાખ્યા પછી ધૈર્યવાન્, તંદ્રા વગરનો, પ્રશાંત આત્માવાળો, અને જિતેંદ્રિય બીજાને જિતવાને ઉત્સાહવાળો થાય છે[૩]

अत्र गाथाः कीर्त्तयंति पुराकल्पविदो जनाः ।
अंबरीषेण या गीता राज्ञा पूर्वं प्रशाम्यता ॥ ४ ॥
समुदीर्णेषु दोषेषु बाध्यमानेषु साधुषु ।
जग्राह तरसा राज्यमंबरीषो महायशाः ॥ ५ ॥
स निगृह्यात्मनो दोषान्साधून्समभिपूज्य च ।
जगाम महतीं सिद्धिं गाथाश्चेमा जगाद ह ॥ ६ ॥
भूयिष्ठं विजिता दोषा निहताः सर्वशत्रवः ।
एको दोषो वरिष्ठश्च वध्यः स न हतो मया ॥ ७ ॥

પ્રાચીન કથાવેત્તાઓ આ વિષયમા આ ગાથાઓ ગાતા હતા કે, જે પૂર્વે પ્રશાંત આત્માવાળા અંબરીષ રાજાએ પણ ગાઈ હતી ' જ્યારે (રાગાદિ) દોષોનુ બળ વધ્યું અને (શમાદિ) સાધુ ગુણોનો બાધ થવા લાગ્યો ત્યારે મહાયશસ્વી અંબરીષે એક-દમ રાજ્યની લગામ પોતાના હાથમા લીધી હતી[૫] પોતાના જ દોષોનો નિગ્રહ કરીને અને સાધુ ગુણોનું સામુ પૂજન કરીને તેણે મહાન્ સિદ્ધિ મેળવી હતી, અને આ ગાથા ગાઈ હતી કે,[૬] "ઘણા દોષોને મેં જિત્યા છે, અને સર્વ શત્રુઓને હણ્યા છે, પણ (મારામા) એક મોટામા મોટો દોષ રહી ગયો છે, કે જે હણવા યોગ્ય છતા મારે હાથે હણાયો નથી"[૭]

यत्प्रयुक्तो जंतुरयं वैतृष्ण्यं नाधिगच्छति ।
तृष्णार्त्त इह निम्नानि धावमानो न बुध्यते ॥ ८ ॥

अकार्यमपि येनेह प्रयुक्तः सेवते नरः ।
तं लोभमसिभिस्तीक्ष्णैर्निकृंततं निकृंतत ॥ ९ ॥
लोभाद्धि जायते तृष्णा ततश्चिंता प्रवर्त्तते ।
स लिप्समानो लभते भूयिष्ठं राजसान्गुणान् ।
तदवाप्तौ तु लभते भूयिष्ठं तामसान्गुणान् ॥ १० ॥

તે દોષને લીધે આ જતુ (જીવ) તૃષ્ણા વગરની સ્થિતિએ પહોંચતો નથી તૃષ્ણાર્ત એ જીવ, આ લોકમા ખાડા (નીચ કર્મો) તરફ દોડે છે, તે તે સમજતો નથી ૮ એ દોષથી પ્રેરાયલો મનુષ્ય અકાર્ય પણ કરે છે એ લોભને તીક્ષ્ણ તરવારોવડે કાપી નાખ, કાપી નાખ ૯ લોભથી જ તૃષ્ણા–કામના થાય છે, અને તેથી ચિંતા થાય છે, તૃષ્ણાવાળો મનુષ્ય ઘણા રાજસ ગુણોને મેળવે છે તે મળ્યા પછી તેનામા ઘણા તામસ ગુણો આવે છે ૧૦

स तैर्गुणैः संहतदेहबंधनः पुनः पुनर्जायति कर्म चेहते ।
जन्मक्षये भिन्नविकीर्णदेहो मृत्युं पुनर्गच्छति जन्मनैव ॥ ११ ॥
तस्मादेतं सम्यगवेक्ष्य लोभं निगृह्य धृत्याऽऽत्मनि राज्यमिच्छेत् ।
एतद्राज्यं नान्यदस्तीह राज्यमात्मैव राजा विदितो यथावत् ॥ १२ ॥

એ ગુણોને લીધે, દેહના બધનો જોડાયેલા રહેવાથી ફરી ફરીને જન્મે છે અને ફરી ફરીને કર્મો કરે છે. જીવનનો અત આવતા તેના દેહના તત્વો ભેદાઈને વિખેરાઈ જાય છે, મૃત્યુને પામે છે અને પાછો જન્મ લે છે ૧૧ તેટલા માટે આ યથાર્થ સમજીને, લોભનો ધીરજથી નિગ્રહ કરી પોતાના આત્માને વિષે રાજ્યની ઇચ્છા રાખવી, એ જ ખરુ રાજ્ય છે આ લોકમા બીજુ કોઈ રાજ્ય છે નહિ બરાબર સમજીએ તો આત્મા જ રાજા છે ૧૨

इति राज्ञाऽबरीषेण गाथा गीता यशस्विना ।
अधिराज्यं पुरस्कृत्य लोभमेक निकृंतता ॥ १३ ॥
इति श्रीमहाभारते आश्वमेधिके पर्वणि अनुगीतापर्वणि
ब्राह्मणगीतासु षोडशोऽध्याय ॥ १६ ॥

અધિરાજ્યના વિષયને આગળ રાખીને, એક લોભરૂપ મહા-દોષને છેદી નાખનારા એવા યશસ્વી અબરીષ રાજાએ આ ગાથાઓ ગાઈ હતી [૧૩]

इति श्रीमहाभारतमा आश्वमेधिकपर्वमा अनुगीतापर्वमा 'ब्राह्मणगीतामा अबरीषनी गाथा' ए नामनो अध्याय १६ मो समाप्त

---

## અધ્યાય ૧૭ મો
## મારુ શુ છે?

ब्राह्मण उवाच–अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् ।
ब्राह्मणस्य च संवादं जनकस्य च भाविनि ॥ १ ॥

બ્રાહ્મણ કહે છે –હે ભાવિનિ! આ વિષયમા પણ એક બ્રાહ્મણ અને જનકના સવાદરૂપ પુરાતન ઇતિહાસનો આ એક દાખલો આપવામા આવે છે [૧]

ब्राह्मणं जनको राजा सन्नं कस्मिंश्चिदागसि ।
विषये मे नवस्तव्यमिति शिष्ट्यर्थमब्रवीत् ॥ २ ॥
इत्युक्तः प्रत्युवाचाथ ब्राह्मणो राजसत्तमम् ।
आचक्ष्व विषयं राजन् यावांस्तव वशे स्थितः ॥ ३ ॥
सोऽन्यस्य विषये राज्ञो वस्तुमिच्छाम्यहं विभो ।
वचस्ते कर्तुमिच्छामि यथाशास्त्रं महीपते ॥ ४ ॥

(એક વેળાએ) જનક રાજાએ કોઈ એક અપરાધી બ્રાહ્મણને, શિક્ષા કરવાના હેતુથી કહ્યું કે, 'મારા રાજ્યમા તારે રહેવુ નહિ.'[૨] આ પ્રમાણે કહ્યુ, એટલે તે બ્રાહ્મણે તે ઉત્તમ રાજાને જવાબ આપ્યો કે, "હે રાજન્! તારા તાબા નીચે હોય તેવો તારો મુલક બતાવ[૩] એટલે હે વિભો! હું બીજા રાજાના દેશમા રહેવાની ઇચ્છા રાખુ છુ. હે મહીપતે! શાસ્ત્રાજ્ઞા પ્રમાણે હું તારુ વચન પૂર્ણ કરવાને ઇચ્છુ છુ"[૪]

इत्युक्तस्तु तदा राजा ब्राह्मणेन यशस्विना ।
मुहुरुष्णं विनिःश्वस्य न किंचित्प्रत्यभाषत ॥ ५ ॥
तमासीनं ध्यायमानं राजानममितौजसं ।
कश्मलं सहसाऽगच्छद्भानुमंतमिव ग्रहः ॥ ६ ॥
समाश्वास्य ततो राजा विगते कश्मले तदा ।
ततो मुहूर्त्तादिव तं ब्राह्मणं वाक्यमब्रवीत् ॥ ७ ॥

આ પ્રમાણે તે યશસ્વી બ્રાહ્મણે કહ્યુ, એટલે તે રાજા વારવાર ઉનો નિશ્વાસ મૂકીને એક શબ્દ પણ બોલ્યો નહિ.[૫] જેમ ગ્રહ (રાહુ) ભાનુમાન્ (સૂર્ય)ને એકદમ કાળો કરી નાખે છેતેમ, વિચારમા પડી ગયલો, બેઠેલો, અમાપ ઓજસવાળો તે રાજા એકદમ કાળો પડી ગયો[૬] જ્યારે તેના મોંપરથી કાળાશ જતી રહી ત્યારે તે રાજા શાત પડ્યો. પછી તેણે એક પળ પછી તે બ્રાહ્મણને આ વાક્ય કહ્યુ[૭]

जनक उवाच–पितृपैतामहे राज्ये वश्ये जनपदे सति ।
विषयं नाधिगच्छामि विचिन्वन् पृथिवीमहम् ॥ ८ ॥
नाधिगच्छं यदा पृथ्व्यां मिथिलामार्गिता मया ।
नाध्यगच्छं यदा तस्यां स्वप्रजा मार्गिता मया ॥ ९ ॥

नाध्यगच्छं यदा तस्यां तदा मे कश्मलोऽभवत् ।
ततो मे कश्मलस्यांते मतिः पुनरुपस्थिता ॥ १० ॥

જનક કહે છે –પિતા અને પિતામહથી ઉતરી આવેલુ આ રાજ્ય અને તેના ગામો મારે વશ છે, છતા આખી પૃથિવી ખોળી જોતા તેમા મારો મુલક કોઈ જણાતો નથી ૮ જ્યારે પૃથિવીમા (મારો કોઈ) મુલક જણાયો નહિ, ત્યારે મેં મિથિલામા તેની તપાસ કરી જ્યારે તેમાં પણ મારો મુલક જણાયો નહિ, ત્યારે મેં મારી પોતાની પ્રજા( બચ્ચા છોકરા )મા જોયુ ૯ જ્યારે તેમા કઈ મને મળ્યુ નહિ ત્યારે હું કાળો પડી ગયો. પછી એ કાળાશ ઉડી જતા મારી બુદ્ધિ પાછી ઠેકાણે આવી ૧૦

तदा न विषयं मन्ये सर्वो वा विषयो मम ।
आत्माऽपि चायं न मम सर्वा वा पृथिवी मम ॥ ११ ॥
यथा मम तथाऽन्येषामिति मन्ये द्विजोत्तम ।
उष्यतां यावदुत्साहो भुज्यतां यावदुष्यते ॥ १२ ॥

હવે હું એમ ધારુ છુ કે, મારો કોઈ દેશ છે નહિં અથવા તો સર્વ દેશ મારા છે આ આત્મા પણ મારો નથી, તેમ આ પૃથિવી પણ મારી નથી ૧૧ હે દ્વિજોત્તમ! જેમ મારે વિષે છે, તેમ બીજાઓ માટે પણ છે એમ હુ માનુ છુ તેટલા માટે જ્યા સૂધી તારો ઉત્સાહ હોય ત્યા સૂધી અત્રે ભલે રહે અને જ્યા સૂધી રહે ત્યા સૂધી ભલે ભોગવ ૧૨

ब्राह्मण उवाच–पितृपैतामहे राज्ये वश्ये जनपदे सति ।
ब्रूहि कां मतिमास्थाय ममत्वं वर्जितं त्वया ॥ १३ ॥
कां वै बुद्धिं समाश्रित्य सर्वो वै विषयस्तव ।
नावैपि विषयं येन सर्वो वा विषयस्तव ॥ १४ ॥

બ્રાહ્મણ કહે છે –જ્યારે તારા પિતા અને પિતામહના રાજ્યમા વસેલા ગામો છે ત્યારે તુ કયા વિચારથી તેમને વિષે મમત્વ છોડી દે છે, તે મને કહે.[૧૩] એવી કયી બુદ્ધિનો આશ્રય લઇને સર્વ મુલક તારો છે એમ કહે છે? અથવા સર્વ મુલક તારો હોવા છતા તું તે તારો નથી, એમ સમજે છે?[૧૪]

जनक उवाच–अंतवंत्य इहावस्था विदिताः सर्वकर्मसु ।
नाध्यगच्छमहं तस्मान्ममेदमिति यद्भवेत् ॥ १५ ॥
कस्येदमिति कस्य स्वमिति वेदवचस्तथा ।
नाध्यगच्छमहं बुद्ध्या ममेदमिति यद्भवेत् ॥ १६ ॥
एतां बुद्धिं समाश्रित्य ममत्वं वर्जितं मया ।
शृणु बुद्धिं च यां ज्ञात्वा सर्वत्र विषयो मम ॥ १७ ॥

જનક કહે છે –આ લોકમા સર્વ કર્મોના સબધમા અવસ્થાઓ અતવાળી જણાયેલી છે તેટલા માટે આ જે છે તે મારુ છે, એમ હુ માનતો નથી[૧૫] "कस्येदम् આ કોનુ છે, कस्य स्वं આ ધન કોનુ છે," એ વેદવાકયનો મેં બુદ્ધિથી વિચાર કર્યો છે તેટલા માટે આ જે છે તે મારુ છે, એમ હુ બુદ્ધિથી માનતો નથી[૧૬]* આ બુદ્ધિનો આશ્રય લીધા પછી મેં મમત્વનો ત્યાગ કર્યો. હવે સર્વત્ર મારો મુલક છે, એ જે બુદ્ધિનો આશ્રય કરીને કહ્યુ તે સાભળો[૧૭]

नाहमात्मार्थमिच्छामि गंधान् घ्राणगतानपि ।
तस्मान्मे निर्जिता भूमिर्वशे तिष्ठति नित्यदा ॥ १८ ॥
नाहमात्मार्थमिच्छामि रसानास्येऽपि वर्ततः ।
आपो मे निर्जितास्तस्माद्वशे तिष्ठंति नित्यदा ॥ १९ ॥

---

* ૧૬ મા શ્લોકમા ईशावास्य એ ઉપનિષદના પદનુ સ્મરણ કરવામા આવ્યુ છે.

नाहमात्मार्थमिच्छामि रूपं ज्योतिश्च चक्षुषः ।
तस्मान्मे निर्जितं ज्योतिर्वशे तिष्ठति नित्यदा ॥२०॥

મારા નાકમા જે ગધ છે, તેની મારા પોતાના માટે હુ ઇચ્છા કરતો નથી, તેટલા માટે (ગધના ગુણવાળી)ભૂમિ મેં જિતેલી છે, અને તે નિત્ય મારા વશ રહે છે [18] મોંમા (જીભમા) રહેલા રસો (સ્વાદો)ની મારા પોતાના માટે હું ઇચ્છા કરતો નથી, તેટલા માટે (રસના ગુણવાળા) પાણી મેં જિતેલા છે, અને તે નિત્ય મારે વશ રહે છે [19] મારા નેત્રમા રહેલ રૂપ (રગ) અને જ્યોતિની મારા પોતાના માટે હું ઇચ્છા કરતો નથી, તેટલા માટે (રગ રૂપના ગુણવાળુ) જ્યોતિએ મારુ જિતેલુ છે, અને તે નિત્ય મારા વશ રહે છે [20]

नाहमात्मार्थमिच्छामि स्पर्शांस्त्वचि गताश्च ये ।
तस्मान्मे निर्जितो वायुर्वशे तिष्ठति नित्यदा ॥२१॥
नाहमात्मार्थमिच्छामि शब्दान् श्रोत्रगतानपि ।
तस्मान्मे निर्जिताः शब्दा वशे तिष्ठंति नित्यदा ॥२२॥

મારી ત્વચા (ચામડી)ને વિષે જે સ્પર્શ (સુખ) રહેલ છે, તેની મારા પોતાના માટે હું ઇચ્છા કરતો નથી, તેટલા માટે (સ્પર્શ ગુણવાળો) વાયુ મારો જિતેલો છે, અને તે નિત્ય મારા વશ રહે છે [21] કાનને વિષે જે શબ્દ (સ્વર) રહેલ છે, તેની મારા પોતાના માટે હું ઇચ્છા કરતો નથી, તેટલા માટે (શબ્દ ગુણવાળુ) આકાશ મારુ જિતેલુ છે, અને તે નિત્ય મારા વશ રહેછે [22]

नाहमात्मार्थमिच्छामि मनो नित्यं मनोंतरे ।
मनो मे निर्जितं तस्माद्वशे तिष्ठति नित्यदा ॥२३॥
देवेभ्यश्च पितृभ्यश्च भूतेभ्योऽतिथिभिः सह ।
इत्यर्थं सर्वं एवेति समारंभा भवंति वै ॥२४॥

અતર વિષે જે મન રહેલ છે, તેની મારા પોતાના માટે હું ઇચ્છા કરતો નથી, તેટલા માટે એ મન મારુ જિતેલુ છે, અને તે નિત્ય મારા વશ રહે છે [૨૭] દેવો, પિતૃઓ, ભૂતો તેમ જ અતિથિઓ એ સર્વેને નિમિત્તે આ સર્વે સમારભો (કાર્યો) છે [૨૮]

ततः प्रहस्य जनकं ब्राह्मणः पुनरब्रवीत् ।
त्वज्जिज्ञासार्थमद्येह विद्धि मां धर्ममागतम् ॥ २५ ॥
त्वमस्य ब्रह्मलाभस्य दुर्वारस्यानिवर्त्तिनः ।
सत्वनेमिनिरुद्धस्य चक्रस्यैकः प्रवर्त्तकः ॥ २६ ॥

इति श्रीमहाभारते आश्वमेधिके पर्वाणि अनुगीतापर्वाणि
ब्राह्मणगीतासु सप्तदशोऽध्याय ॥ १७ ॥

ત્યારે બ્રાહ્મણે જોરથી પ્રહસન કરીને જનકને ફરીને કહ્યુ –તને તપાસવાને માટે જ હું ધર્મ આજે આ લોકમા આવેલો છુ તે તું જાણ [૨૫] બ્રહ્મરૂપ નાભિવાળા, બુદ્ધિરૂપ આરાવાળુ, અને સત્વગુણરૂપ ઘેરાવવાળા (અથવા તો સત્વરૂપ માર્ગમાથી ન ખસનારા) અને કદિ પાછા ન ફરનારા આ ચક્રનો એક ચલાવનારો તુ જ છે [૨૬]*

इति श्रीमहाभारतमा आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमा ब्राह्मणगीतामा
'मारु शु छे ?' ए नामनो अध्याय १७ मो समाप्त

---

* આ છેલ્લા શ્લોકનુ ભાષાતર મુબઇની પ્રત પ્રમાણે નહિ, પણ કલકત્તાની પ્રત પ્રમાણે કરેલુ છે, કારણ કે મુબઇની પ્રત અશુદ્ધ હોય એમ લાગે છે, કારણ કે તેમાથી અર્થ નીકળતો નથી.

## અધ્યાય ૧૮ મો

## હું જ વ્યાપક છુ

ब्राह्मण उवाच -नाहं तथा भीरु चरामि लोके
यथा त्वं मां तर्जयसे स्वबुद्ध्या ।
विप्रोऽस्मि मुक्तोऽस्मि वनेचरोऽस्मि
गृहस्थधर्मा व्रतवांस्तथाऽस्मि ॥ १ ॥

બ્રાહ્મણ કહે છે -હે ભીરુ! તું તારી પોતાની બુદ્ધિ પ્રમાણે મારા પર કટાક્ષ કરે છે, તેમ હું આ જગતમા ફરતો (રહેતો) નથી * હું વિપ્ર છુ, હું મુક્ત છુ, હું વનમા વિચરનાર (ભટકનાર) છું, હું ગૃહસ્થના ધર્મ પાળનારો તથા વ્રતો પાળનારો છુ ૧

नाहमस्मि यथा मा त्वं पश्यसे च शुभाशुभे ।
मया व्याप्तमिदं सर्वं यत्किंचिज्जगतीगतम् ॥ २ ॥
ये केचिज्जंतवो लोके जंगमाः स्थावराश्च ह ॥
तेषां मामंतकं विद्धि दारूणामिव पावकम् ॥ ३ ॥
राज्यं पृथिव्यां सर्वस्यामथवाऽपि त्रिविष्टपे ॥
तथा बुद्धिरियं वेत्ति बुद्धिरेव धनं मम ॥ ४ ॥
एकः पंथा ब्राह्मणाना येन गच्छंति तद्विदः ॥
गृहेषु वनवासेषु गुरुवासेषु भिक्षुषु ॥ ५ ॥
लिङ्गैर्बहुभिरव्यग्रैरेका बुद्धिरुपास्यते ॥
नानालिङ्गाश्रमस्थानां येषा बुद्धिः शमात्मिका ॥ ६ ॥

---

* એકવીશમા અધ્યાયમા ત્રીજા અને ચોથા શ્લોકમા, પોતાના પતિને હાથપગ જોડી બેસી રહેલો જોઇને, બ્રાહ્મણીએ કટાક્ષ કર્યો છે, તે યાદ કરીને બ્રાહ્મણ કહે છે

શુભ અને અશુભ કર્મમા તુ મને જેવો જુવે છે તેવો હુ નથી જે કઈ સર્વ આ જગતમા છે, તે સર્વ મારાથી વ્યાપ્ત છે [૨] આ જગતમા જંગમ અને સ્થાવર જે કઈ જતુઓ છે તે સર્વનો, જેમ લાકડાનો અગ્નિ અત લાવે છે તેમ, મને અત લાવનાર તરીકે જાણ [૩] આખી પૃથિવીપરના અથવા તો આખા સ્વર્ગના રાજ્યને આ બુદ્ધિ જાણે છે (અનુભવે છે), અને તેથી આ બુદ્ધિ જ મારુ ધન છે [૪] બ્રાહ્મણોનો એક માર્ગ છે કે, જે રસ્તે તેને જાણવાવાળા પુરુષો ગૃહો વિષે (ગૃહસ્થાશ્રમ વિષે), વનવાસોમા (વાનપ્રસ્થાશ્રમમા), ગુરુઓ સાથના વાસમા (બ્રહ્મચર્યાશ્રમમા) અને ભિક્ષુઓમા (સન્યાસાશ્રમમા) જાય છે [૫]* અવ્યગ્ર (સ્પષ્ટ) બહુ ચિન્હોવડે માત્ર એક જ બુદ્ધિની ઉપાસના થાય છે જૂદા જૂદા ચિન્હો અને આશ્રમને માનનારાઓની બુદ્ધિ તો શાતિરૂપ આત્માવાળી છે [૬]

ते भावमेकमायाति सरितः सागरं यथा ।
बुद्ध्याऽयं गम्यते मार्गः शरीरेण न गम्यते ।
आद्यंतवंति कर्माणि शरीरं कर्मबंधनम् ॥ ७ ॥
तस्मात्ते सुभगे नास्ति परलोककृतं भयम् ।
तद्भावभावनिरता ममैवात्मानमेष्यसि ॥ ८ ॥

इति श्रीमहाभारते आश्वमेधिके पर्वणि अनुगीतापर्वणि
ब्राह्मणगीतासु अष्टादशोऽध्याय ॥ १८ ॥

જેમ અનેક નદીઓ એક સાગરને મળે છે, તેમ તેમની બુદ્ધિ એક જ ભાવને પામે છે આ માર્ગ બુદ્ધિથી જણાય છે, શરીરથ જણાતો નથી કર્મોને આદિ અને અત હોય છે, અને શરીરને

* અર્થાત્ બ્રાહ્મણને ચારેય આશ્રમ ઉત્તરોત્તર પાળવાનો અધિકાર છે

કર્મનું બંધન હોય છે[૭] તેટલા માટે, હે સુભગે! પરલોકના સબંધમા તારે ભય રાખવાનો નથી તેની ભક્તિવિષે ભાવ રાખવાપરાયણ એવી તુ મારા જ આત્માને વિષે જનાર છુ[૮]

इति श्रीमहाभारतमा आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमा ब्राह्मणगीता 'हुज व्यापक छु' ए नामनो अध्याय १८ मो समाप्त

---

## અધ્યાય ૧૯ મો

## મોક્ષનો ઉપાય

ब्राह्मण्युवाच–नेदमल्पात्मना शक्यं वेदितुं नाकृतात्मना ।
बहु चाल्पं च संक्षिप्तं विप्लुतं च मतं मम ॥ १ ॥
उपायं तं मम ब्रूहि येनैषा लभ्यते मतिः ।
तन्मन्ये कारणं त्वत्तो यत एषा प्रवर्त्तते ॥ २ ॥

બ્રાહ્મણી કહે છે.–(મારા જેવી) અલ્પ આત્માવાળીથી અકૃત (સત્કર્મ કરેલા નથી એવા) આત્માવાળીથી આ સમજવુ શક્ય નથી મારી મતિ અતિ અલ્પ છે, સંક્ષિપ્ત છે, અને ગડબડિયા છે[૧] માટે મને એવો કોઈ ઉપાય બતાવો, કે જેથી (તું કહો તે સમજવાને જોઇતી) આ મતિ મળે જેમાથી એ મતિ પ્રવર્તે તે કારણ હું તારી પાસેથી જાણવા માગુ છુ.[૨]

ब्राह्मण उवाच–अरणीं ब्राह्मणीं विद्धि गुरुरस्योत्तरारणिः ।
तपःश्रुतेऽभिमथ्नीतो ज्ञानाग्निर्जायते ततः ॥ ३ ॥

બ્રાહ્મણ કહે છે–બ્રહ્મને જાણવાવાળી (જે બુદ્ધિ છે તે) (નીચેની) અરણી જાણ, ગુરુ તે તેની ઉપરની અરણી, તપ અને શ્રુતિ (વેદવિષયક જ્ઞાન) એ બે વડે મથવાથી જ્ઞાનરૂપ અગ્નિ (એ અરણીઓ)માથી જન્મે છે[૩]

ब्राह्मण्युवाच–यदिदं ब्रह्मणो लिंगं क्षेत्रज्ञ इति संज्ञितम् ।
ग्रहीतुं येन यच्छक्यं लक्षणं तस्य तत्कनु ॥ ४ ॥

બ્રાહ્મણી કહે છે –આ બ્રહ્મનુ જે (અપરોક્ષ) લિંગ (ચિહ્ન) છે, જેને ક્ષેત્રજ્ઞ (જીવ) કહેવામા આવે છે કે જે(ક્ષેત્રજ્ઞ)ના વડે જે(પરોક્ષ બ્રહ્મ)ને ગ્રહણ કરી શકાય છે, તેનુ તે ચિહ્ન ક્યા છે? ૪

ब्राह्मण उवाच–अलिङ्गो निर्गुणश्चैव कारणं नास्य लक्ष्यते ।
उपायमेव वक्ष्यामि येन गृह्येत वा न वा ॥ ५ ॥
सम्यगुपायो दृष्टश्च भ्रमरैरिव लक्ष्यते ।
कर्मबुद्धिरबुद्धित्वाज्ज्ञानलिङ्गैरिवाश्रितम् ॥ ६ ॥

બ્રાહ્મણ કહે છે –તે લિંગ (ચિહ્ન–સ્વરૂપ) વિનાનો છે, (કારણ કે) તે નિર્ગુણ છે, તે(મ હોવા)નુ કારણ જણાતુ નથી, પણ માત્ર ઉપાય હું કહીશ, કે જે વડે તે જણાય અથવા ન પણ જણાય ૫* (તેને જાણવા માટે) એક સારો ઉપાય જોવામા આવ્યો છે, તે એ કે તે ભમરાઓ(જેમ નીચે સુગધરૂપ દ્રવ્ય પુષ્પોમા જુવે છે તે)ની પેઠે (શ્રવણાદિ પૂર્વોક્ત સાધનો વડે) જોવાય છે તે ઉપાય તે (કર્મથી શુદ્ધ થયેલી બુદ્ધિ) કર્મબુદ્ધિ છે (કર્મથી જો બુદ્ધિ શુદ્ધ ન થઈ હોય તો શ્રવણ, મનનાદિથી તે જણાતો નથી), અબુદ્ધિને લીધે (કર્મથી બુદ્ધિ શુદ્ધ થઈ ન હોય ત્યારે મૂર્ખાઓ) અસગ ક્ષેત્રજ્ઞને જ્ઞાન(બુદ્ધિ)રૂપ લિગનો આશ્રય છે (એમ કહે છે) ૬†

---

* તે અલિંગ છે, નિર્ગુણ છે એ નિશ્ચિત છે; તે સગુણ અને સલિંગ તો કારણ વિના ભ્રાંતિથી જણાય છે તે ભ્રાંતિ દૂર કરવાથી તેને જાણવાનો ઉપાય જણાય છે, ચિત્તશુદ્ધિનો અભાવ હોય તો તેનો ઉપાય જડતો નથી

† સ્વ તેલગે "કર્મબુદ્ધિ"નો અર્થ 'કર્મ અને બુદ્ધિ' એવો કર્યો છે તે ખરો નથી

इदं कार्यमिदं नेति न मोक्षेषूपदिश्यते ।
पश्यतः शृण्वतो बुद्धिरात्मनो येषु जायते ॥ ७ ॥
यावंत इह शक्येरंस्तावतोंशान्प्रकल्पयेत् ।
अव्यक्तान् व्यक्तरूपांश्च शतशोऽथ सहस्रशः ॥ ८ ॥
सर्वान्नानार्थयुक्तांश्च सर्वान्प्रत्यक्षहेतुकान् ।
यतः परं न विद्येत ततोऽभ्यासे भविष्यति ॥ ९ ॥

'આ કરવુ અને આ ન કરવુ,' એવો ઉપદેશ મોક્ષના વિષયોમા કરેલો નથી મોક્ષના વિષયોમા (સતત) જોયા કરનારની અને સાભળ્યા કરનારની બુદ્ધિ પોતાની મેળે જ જન્મે છે.[૭] આ જગતમા જ્યા સૂધી બની શકે ત્યા સૂધી (મોક્ષની ઇચ્છા કરનારે) એકેક અવ્યક્ત અને વ્યક્ત રૂપોના સોગણા અને હજારગણા અશો( ભાગો )ની કલ્પનાઓ કર્યા જ કરવી[૮] નાના પ્રકારના અર્થવાળા સર્વની તેમ પ્રત્યક્ષ હેતુવાળા સર્વની (રહસ્ય સમજવાને) કલ્પના કર્યા જ કરવી એમ અભ્યાસ કરતા કરતા જેનાથી પર કઈ છે જ નહિ તે સ્થિતિએ પહોચાશે.[૯]

श्रीभगवानुवाच–ततस्तु तस्या ब्राह्मण्या मतिः क्षेत्रज्ञसंक्षये ।
क्षेत्रज्ञानेन परतः क्षेत्रज्ञेभ्यः प्रवर्त्तते ॥ १० ॥

શ્રી ભગવાન્ કહે છે –પછી ક્ષેત્રજ્ઞના સંશયમા તે બ્રાહ્મણીની મતિ, ક્ષેત્રજ્ઞના જ્ઞાનને લીધે, ક્ષેત્રજ્ઞની બીજી પાર ચાલવા લાગી[૧૦]

अर्जुन उवाच–क्व नु सा ब्राह्मणी कृष्ण क्व चासौ ब्राह्मणर्षभः ।
याभ्यां सिद्धिरियं प्राप्ता तावुभौ वद मेऽच्युत ॥ ११ ॥

અર્જુન કહે છે –હે કૃષ્ણ ! તે બ્રાહ્મણી કયા છે, અને તે ઉત્તમ બ્રાહ્મણ કયા છે કે જેઓએ આ સિદ્ધિ પ્રાપ્ત કરી છે? તે, હે અચ્યુત ! મને કહો.[૧૧]

श्रीभगवानुवाच–मनो मे ब्राह्मणं विद्धि बुद्धिं मे विद्धि ब्राह्मणीम् ।
क्षेत्रज्ञ इति यश्चोक्तः सोहमेव धनंजय ॥ १२ ॥
इति श्रीमहाभारते आश्वमेधिके पर्वणि अनुगीतापर्वणि
ब्राह्मणगीतासु एकोनविंशोऽध्याय ॥ १९ ॥

શ્રી ભગવાન્ કહે છે–મારા મનને બ્રાહ્મણ જાણ, અને મારી બુદ્ધિને બ્રાહ્મણી જાણ 'ક્ષેત્રજ્ઞ' એમ જે કહેવામા આવ્યુ છે તે, હે ધનજય! હું પોતે જ છુ[12]

इति श्रीमहाभारतमा आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमा ब्राह्मणगीतामा 'मोक्षनो उपाय' ए नामनो अध्याय १९ मो समाप्त

---

## અધ્યાય ૨૦ મો
### પચીસ તત્વો

अर्जुन उवाच–ब्रह्म यत्परमं ज्ञेयं तन्मे व्याख्यातुमर्हसि ।
भवतो हि प्रसादेन सूक्ष्मे मे रमते मतिः ॥ १ ॥

અર્જુન કહે છે–બ્રહ્મ જે પરમ જ્ઞેય છે, તે વિષે તું મને વ્યાખ્યાન કરવા યોગ્ય છો કારણ કે તારા પ્રસાદથી આ સૂક્ષ્મને જાણવાના વિષયમા મારી બુદ્ધિ રમવા લાગી છે[1]

वासुदेव उवाच–अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् ।
संवादं मोक्षसंयुक्तं शिष्यस्य गुरुणा सह ॥ २ ॥
कश्चिद्ब्राह्मणमासीनमाचार्यं संशितव्रतम् ।
शिष्यः पप्रच्छ मेधावी किंस्विच्छ्रेयः परंतप ॥ ३ ॥
भगवंतं प्रपन्नोऽहं निःश्रेयसपरायणः ।
याचे त्वां शिरसा विप्र यद्ब्रूयां ब्रूहि तन्मम ॥ ४ ॥

વાસુદેવ કહે છે –આ વિષયમા પણ ગુરુ અને શિષ્ય વચ્ચે
ાક્ષ સબધી ચાલેલા સવાદનો પુરાતન ઇતિહાસનો દાખલો આપ-
ામા આવે છે[૨] આસન પર બેઠેલા, પ્રસિદ્ધ વ્રતવાળા એક બ્રાહ્મણ
ાચાર્યને કોઇએક બુદ્ધિમાન્ શિષ્યે પૂછ્યુ કે, 'હે પરતપ! શ્રેય
| છે?[૩] શ્રેયપર પ્રીતિવાળો એવો હું આપની પાસે આવેલો છુ
વિપ્ર! શિર સાથે (નમીને) હું તારી યાચના કરુ છુ (માટે) જે
, પૂછુ છુ, તેનો મને જવાબ આપ'[૪]

तमेवंवादिनं पार्थ शिष्यं गुरुरुवाच ह।
सर्वं तु ते प्रवक्ष्यामि यत्र वै संशयो द्विज ॥ ५ ॥
इत्युक्त स कुरुश्रेष्ठ गुरुणा गुरुवत्सलः ।
प्रांजलिः परिपप्रच्छ यत्तः शृणु महामते ॥ ६ ॥

હે પાર્થ! આ પ્રકારે બોલનાર તે શિષ્યને ગુરુએ કહ્યુ, 'હે
દ્વિજ! જ્યા તને સશય હશે તે સર્વનો હું તને ખુલાસો કરીશ'[૫]
, કુરુઓમા શ્રેષ્ઠ! ગુરુએ ગુરુપર પ્રીતિવાળા તે (શિષ્ય)ને આ
ામાણે કહ્યુ એટલે હાથ જોડીને આ પ્રમાણે તેણે જે પૂછ્યુ તે, હે
ાહામતિવાળા! તુ સાભળ[૬]

शिष्य उवाच–कुतश्चाहं कुतश्च त्वं तत्सत्यं ब्रूहि यत्परम् ।
कुतो जातानि भूतानि स्थावराणि चराणि च ॥ ७ ॥
केन जीवंति भूतानि तेषामायुश्च किं परम् ।
किं सत्यं कि तपो विप्र के गुणाः सद्भिरीरिताः ॥ ८ ॥
के पंथानः शिवाश्च स्युः किं सुखं किंच दुष्कृतम् ।
एतान्मे भगवन्प्रश्नान् याथातथ्येन सुव्रत ॥ ९ ॥
वक्तुमर्हसि विप्रर्षे यथावदिह तत्त्वतः ।
त्वदन्यः कश्च न प्रश्नानेतान्वक्तुमिहार्हति ॥ १० ॥

શિષ્ય કહે છે –ક્યાથી હું આવ્યો, અને ક્યાથી તું આવ્યો? જે પરમ સત્ય આ વિષયમા હોય તે કહે સ્થાવર અને જગમ ભૂતો ક્યાથી આવ્યા?[७] જતુઓ શાને લીધે જીવે છે? ક્યા સૂધીનુ તેઓનુ આયુષ્ય હોય છે? હે વિપ્ર! સત્ય તે શું છે? તપ તે શું છે? સાધુઓએ કહેલા ગુણો તે કેટલા છે?[८] કલ્યાણ માર્ગ ક્યા છે? સુખ શું છે? અને દુષ્કૃત તે શુ છે? હે ભગવન્! આ મારા પ્રશ્નો છે હે સારા વ્રતવાળા! તેમનો જેવો હોય તેવો ખુલાસો,[९] યથાર્થ રીતે આ લોકમા તેના તત્વ સહિત કહેવાને, હે વિપ્રર્ષિ! તું યોગ્ય છો આ પ્રશ્નોનો ઉત્તર આપવાને તારા સિવાય આ લોકમા કોણ યોગ્ય છે?[१०]

ब्रूहि धर्मविदां श्रेष्ठ परं कौतूहलं मम ।
मोक्षधर्मार्थकुशलो भवाँल्लोकेषु गीयते ॥ ११ ॥
सर्वसंशयसंछेत्ता त्वदन्यो न च विद्यते ।
संसारभीरवश्चैव मोक्षकामास्तथा वयम् ॥ १२ ॥

હે ધર્મ જાણુનારાઓમા શ્રેષ્ઠ! (તુજ સર્વ) કહે મારું કુતૂહલ (આ વિષયમા) મોટુ છે. લોકોમા તને મોક્ષના ધર્મોનો અર્થ જાણુવામા કુશળ કહેવામા આવે છે[११] અને તારા સિવાય બીજો કોઈ સર્વ સશયોનુ છેદન કરનારો મળતો નથી અને અમે તો સસારથી ડરીએ છીએ, છતા મોક્ષની કામનાવાળા છીએ.[१२]

वासुदेव उवाच–तस्मै संप्रतिपन्नाय यथावत्परिपृच्छते ।
शिष्याय गुणयुक्ताय शांताय प्रियवर्तिने ॥ १३ ॥
छायाभूताय दाताय यतते ब्रह्मचारिणे ।
तान्प्रश्नानब्रवीत्पार्थ मेधावी स धृतव्रतः ॥
गुरुः कुरुकुलश्रेष्ठ सम्यक्सर्वानरिंदम ॥ १४ ॥

વાસુદેવ અર્જુનને કહે છે -(વિનયથી) સામી શિક્ષા માગનારા, યથાર્થ રીતે પ્રશ્ન પૂછનારા, ગુણવાળા, શાંત, પ્રિય કરે તેવા વર્તનવાળા (અન્ય પાઠ પ્રમાણે ગુરુની પાછળ ચાલનારા), છાયા-ભૂત થયેલા, દમવાળા, યમવાળા, બ્રહ્મચારી એવા શિષ્યને,[૧૩] હે પાર્થ! તે બુદ્ધિમાન્, વ્રત ધારણ કરવાવાળા ગુરુએ, હે કુરુકુળમા શ્રેષ્ઠ! હે શત્રુને દમવાવાળા! તે સર્વ પ્રશ્નોનો યથાર્થ જવાબ આપ્યો.[૧૪]

गुरुरुवाच—ब्रह्मणोक्तमिदं सर्वमृषिप्रवरसेवितम् ।
वेदविद्या समाश्रित्य तत्त्वभूतार्थभावनम् ॥ १५ ॥
ज्ञानं त्वेव परं विद्मः संन्यासं तप उत्तमम् ।
यस्तु वेद निराबाधं ज्ञानतत्त्वं विनिश्चयात् ।
सर्वभूतस्थमात्मानं स सर्वगतिरिष्यते ॥ १६ ॥
यो विद्वान्सहसंवासं विवासं चैव पश्यति ।
तथैवैकत्वनानात्वे स दुःखात्परिमुच्यते ॥ १७ ॥
यो न कामयते किंचिन्न किंचिदभिमन्यते ।
इह लोकस्थ एवैष ब्रह्मभूयाय कल्पते ॥ १८ ॥
प्रधानगुणतत्त्वज्ञः सर्वभूतविधानवित् ।
निर्ममो निरहंकारो मुच्यते नात्र संशयः ॥ १९ ॥

ગુરુ કહે છે -વેદ વિદ્યાનો આધાર લઇને તત્ત્વ ભૂત અર્થ-વાળી ભાવનાવાળુ આ સર્વ કે જેનુ ઉત્તમ ઋષિઓએ પણ સેવન કરેલુ છે, તે બ્રહ્માએ (આગળ) કહ્યુ હતુ[૧૫] જ્ઞાન(બ્રહ્મ વિષયક)ને તો અમે ઉત્તમ માનીએ છીએ, અને સન્યાસ એ ઉત્તમ તપ છે જે મનુષ્ય કોઈ પણ જાતના બાધ વિનાના સર્વ ભૂતો જેમા રહેલા છે એવા આત્મારૂપી જ્ઞાનતત્ત્વને નિશ્ચયથી જાણે છે, તે મનુષ્ય સર્વ ગતિ પામે છે (અર્થાત્ સર્વ કામનાઓને ભોગવનારો

થાય છે)[૧૬] જે કોઈ વિદ્વાન્ (આગળ કહેલા ભેદને જાણે, તે વિદ્વાન્) (ચિદ્ તથા જડનો) એક સાથે વાસ અને (એ બેનો ભેદ) વિવાસ જાણે છે. તેમજ (સર્વ વસ્તુનું) એકત્વ અને (ઈશ્વરથી) નાનાત્વ (અનેકપણું) જાણે છે, તે દુખમાથી મુક્ત થાય છે[૧૭] જે કશાની કામના કરતો નથી, જે કોઇને માટે અભિમાન કરતો નથી તે આ લોકમા હોવા છતા તેની બ્રહ્મરૂપે કલ્પના થાય છે[૧૮] પ્રધાન (માયા) અને ગુણ(સત્ત્વાદિ) એ બેના તત્ત્વને જાણવાવાળો, સર્વ ભૂતોના વિધાનને જાણવાવાળો, મમતા વગરનો, અહકાર વિનાનો મુક્તિ પામે છે, એમા સશય નથી[૧૯]

अव्यक्तबीजप्रभवो बुद्धिस्कंधमयो महान्।
महाहंकारविटप इद्रियाकुरकोटरः ॥ २० ॥
महाभूतविशेषश्च विशेषप्रतिशाखवान्।
सदापर्णः सदापुष्पः सदा शुभफलोदयः ॥ २१ ॥
आजीवः सर्वभूताना ब्रह्मबीजः सनातनः।
एतज्ज्ञात्वा च तत्त्वानि ज्ञानेन परमासिना ॥
छित्वा चामरता प्राप्य जहाति मृत्युजन्मनी ॥ २२ ॥

અવ્યક્તરૂપી બીજ અને અંકુરવાળો, બુદ્ધિરૂપ થડવાળો, મહા અહંકારરૂપ શાખાવાળો, ઇન્દ્રિયરૂપ અકુર અને કોટર (છિદ્ર) વાળો, મહાન્,[૨૦] મહાભૂત એવા વિશેષવાળો, (સ્થૂલકાર્યરૂપ) વિશેષ એવી ઉપશાખાવાળો, સદા (સકલ્પરૂપ) પાદડાવાળો, સદા (કર્મરૂપ) પુષ્પોવાળો, સદા શુભ ફળરૂપ ઉદય કરવાવાળો,[૨૧] સર્વ ભૂતોના આ જીવનરૂપ, બ્રહ્મરૂપ બીજવાળો, સનાતન તે છે એમ જાણીને જ્ઞાનરૂપી તરવારવડે સર્વ તત્ત્વોના (રહસ્ય)ને છેદીને (જાણીને) અમરપદ મેળવે છે અને મૃત્યુ અને જન્મ(ની પીડા)ને ત્યજી દે છે[૨૨]

भूतभव्यभविष्यादि धर्मकामार्थनिश्चयम् ।
सिद्धसंघपरिज्ञातं पुराकल्पं सनातनम् ॥ २३ ॥
प्रवक्ष्येहं महाप्राज्ञ पदमुत्तममद्य ते ।
बुद्ध्वा यदिह संसिद्धा भवंतीह मनीषिणः ॥ २४ ॥
उपगम्यर्षयः पूर्वं जिज्ञासंतः परस्परम् ।
प्रजापतिभरद्वाजौ गौतमो भार्गवस्तथा ॥ २५ ॥

ભૂત, વર્તમાન અને ભવિષ્યાદિનો અને ધર્મ, કામ અને અર્થનો જેમા નિશ્ચય થયો છે, જે સિદ્ધના સઘોએ બરાબર જાણેલુ છે, જેની પૂર્વના જમાનાઓમા કલ્પના થઈ છે, અને જે સનાતન છે,[२३] તે ઉત્તમ પદ વિષે, હે મહાપ્રજ્ઞાવાળા! આજે હું તને કહીશ આ લોકમા તેને જાણીને ડાહ્યા માણસો સસિદ્ધ બને છે (મુક્ત થાય છે) [२४] પૂર્વે પરસ્પર જાણવાની ઈચ્છાવાળા ઋષિઓ એકઠા થયા હતા, તેમા પ્રજાપતિ અને ભરદ્વાજ, ગૌતમ તથા ભાર્ગવ,[२५]

वसिष्ठः कश्यपश्चैव विश्वामित्रोऽत्रिरेव च ।
मार्गान्सर्वान्परिक्रम्य परिश्रांताः स्वकर्मभिः ॥ २६ ॥
ऋषिमांगिरसं वृद्धं पुरस्कृत्य तु ते द्विजाः ।
ददृशुर्ब्रह्मभवने ब्रह्माणं वीतकल्मषम् ॥ २७ ॥
तं प्रणम्य महात्मानं सुखासीनं महर्षयः ।
पप्रच्छुर्विनयोपेता नैःश्रेयसमिदं परम् ॥ २८ ॥
कथं कर्म क्रियात्साधु कथं मुच्येत किल्बिषात् ।
के नो मार्गाः शिवाश्च स्युः किं सत्यं किं च दुष्कृतम् २९

વસિષ્ઠ અને કશ્યપ, વિશ્વામિત્ર અને અત્રિ એ બધા ઋષિઓ, સર્વ માર્ગોની પરિક્રમા કરીને (અર્થાત્ સર્વ માર્ગોને યથાર્થ રીતે

જાણીને), પોતપોતાના કર્મો કરતા થાકી ગયેલા હતા.[૨૬] તે બ્રાહ્મણો, વૃદ્ધ આગિરસ ઋષિને આગળ કરીને કલ્મષ(પાપ)રહિત બ્રહ્માને બ્રહ્મભવનમા મળ્યા [૨૭] સુખે બેઠેલા તે મહાત્માને વિનયયુક્ત મહર્ષિઓએ પ્રણામ કરી આ ઉત્તમ શ્રેયના સબધમા પ્રશ્ન કર્યો [૨૮] મનુષ્યે ઉત્તમ કર્મ કેમ કરવા? પાપમાથી તેની મુક્તિ કેમ થાય? અમારા કલ્યાણકારક માર્ગો કયા છે? સત્ય શુ છે? અને દુષ્કૃત શુ છે?[૨૯]

कौ चोभौ कर्मणां मार्गौ प्राप्नुयुर्दक्षिणोत्तरौ।
प्रलयं चापवर्गं च भूतानां प्रभवाप्ययौ ॥ ३० ॥
इत्युक्तः स मुनिश्रेष्ठैर्यदाह प्रपितामहः ।
तत्तेऽहं संप्रवक्ष्यामि शृणु शिष्य यथागमम् ॥ ३१ ॥

(જન્મ મરણરૂપ કર્મથી પ્રાપ્ત થનારા) ઉત્તર અને દક્ષિણ એ બે માર્ગો કેમ પ્રાપ્ત થાય? પ્રલય એટલે શુ? મોક્ષ એટલે શુ? ને ભૂતોનો જન્મ અને મરણ એટલે શુ?[૩૦] તે મુનિશ્રેષ્ઠોએ આ પ્રમાણે કહ્યુ, એટલે તે પ્રપિતામહે જે કહ્યુ તે હું તને શાસ્ત્રાનુસાર કહું છુ તે, હે શિષ્ય! તું સાભળ [૩૧]

ब्रह्मोवाच—सत्याद्भूतानि जातानि स्थावराणि चराणि च ।
तपसा तानि जीवन्ति इति तद्वित्त सुव्रताः ॥
स्वां योनिं समतिक्रम्य वर्त्तते स्वेन कर्मणा ॥ ३२ ॥
सत्यं हि गुणसंयुक्तं नियतं पंचलक्षणम् ॥ ३३ ॥
ब्रह्म सत्यं तपः सत्यं सत्यं चैव प्रजापतिः ।
सत्याद्भूतानि जातानि सत्यं भूतमयं जगत् ॥ ३४ ॥

બ્રહ્મા કહે છે—સ્થાવર અને જગમ ભૂતો સત્યમાથી જન્મ્યા છે અને તપ વડે (કર્મવડે) તેઓ જીવે છે, એમ, હે સારા

વ્રતવાળાઓ ! જાણો તેઓ પોતાની યોનિ(મૂળ એટલે બ્રહ્મ)ને છોડીને પોતાના કર્મના બળથી જીવે છે[૩૨] કારણ કે ગુણયુક્ત સત્ય હમેશા પાચ પ્રકારનુ હોય છે[૩૩] બ્રહ્મ સત્ય છે, તપ સત્ય છે, અને પ્રજાપતિ સત્ય છે, સત્યમાથી ભૂતો જન્મ્યા છે અને ભૂતમય આ જગત્ સત્ય છે[૩૪]

तस्मात्सत्यमया विप्रा नित्यं योगपरायणाः ।
अतीतक्रोधसंतापा नियता धर्मसेविनः ॥ ३५ ॥
अन्योन्यानियतान्वैद्यान्धर्मसेतुप्रवर्त्तकान् ।
तानहं संप्रवक्ष्यामि शाश्वतान् लोकभावनान् ॥ ३६ ॥
चातुर्विद्यं तथा वर्णांश्चातुराश्रमिकान् पृथक् ।
धर्ममेकं चतुष्पादं नित्यमाहुर्मनीषिणः ॥ ३७ ॥
पंथानं व. प्रवक्ष्यामि शिवं क्षेमकरं द्विजाः ।
नियतं ब्रह्मभावाय गतं पूर्वं मनीषिभिः ॥ ३८ ॥

તેટલા માટે યોગમા પરાયણ રહેનારા, ક્રોધ અને સતાપ વિનાના, નિયમવાળા, અને ધર્મને સેવનારા વિપ્રો સત્યનો આશ્રય લે છે[૩૫] અન્યોન્યને નિયમમા રાખનારા, ધર્મરૂપ સેતુના પ્રવર્તકો જેઓ વિદ્યાવાળા છે, શાશ્વત છે અને લોકભાવના જાણે છે, તેઓને વિષે હુ કહીશ[૩૬] ચાર વિદ્યા તથા ચાર આશ્રમવાળો, ચાર વર્ણો અને ચાર પગવાળો એક ધર્મ નિત્ય છે, એમ ડાહ્યા માણસો કહે છે[૩૭] હે દ્વિજો ! (હવે) તમને કલ્યાણકારક, ક્ષેમ કરનારો માર્ગ હુ બતાવીશ, કે જે નિત્ય છે અને જે માર્ગે પૂર્વે ડાહ્યા માણસો બ્રહ્મભાવને પામ્યા છે[૩૮]

गदंतस्तं मयाऽद्येह पंथानं दुर्विदं परम् ।
निबोधत महाभागा निखिलेन परं पदम् ॥ ३९ ॥

ब्रह्मचारिकमेवाहुराश्रमं प्रथमं पदम् ।
गार्हस्थ्य तु द्वितीयं स्याद्वानप्रस्थमतः परम्
ततः परं तु विज्ञेयमध्यात्मं परमं पदम् ॥ ४० ॥
ज्योतिराकाशमादित्यो वायुरिंद्रः प्रजापतिः ।
नोपैति यावदध्यात्मं तावदेतान्न पश्यति ॥ ४१ ॥

હે વક્તાઓ! હે મહાભાગ્યવાળાઓ! આ લોકમા હુ ખે કરીને જણાય એવા તે મોટા માર્ગ વિષે આજે હું કહીશ પરપદ વિષે તે મારુ કહેવુ સપૂર્ણ રીતે સાભળજો[૩૯] તેઓ કહે છે કે, બ્રહ્મચારીઓનો આશ્રમ પહેલો છે, ગૃહસ્થોનો આશ્રમ બીજો છે, વાનપ્રસ્થનો આશ્રમ તેના પછી છે, અને તે પછી પરમ પદરૂપ સન્યાસાશ્રમ, જેને અધ્યાત્મ કહે છે તેને જાણુવુ[૪૦] જ્યોતિ, આકાશ, આદિત્ય, વાયુ, ઈન્દ્ર, પ્રજાપતિ—એ સર્વ, જ્યા સુધી અધ્યાત્મ જ્ઞાન થયુ નથી ત્યા સૂધી જોવામા આવે છે અર્થાત્ અધ્યાત્મ જ્ઞાન થતા એ સર્વે મિથ્યા જણાય છે.[૪૧]

तस्योपायं प्रवक्ष्यामि पुरस्तात्तं निबोधत ।
फलमूलानिलभुजा मुनीनां वसतां वने ॥ ४२ ॥
वानप्रस्थं द्विजातीनां त्रयाणामुपदिश्यते ।
सर्वेषामेव वर्णानां गार्हस्थ्यं तद्विधीयते ॥ ४३ ॥
श्रद्धालक्षणमित्येवं धर्मं धीराः प्रचक्षते ।
इत्येवं देवयाना वः पंथानः परिकीर्त्तिताः ॥
सद्भिरध्यासिता धीरैः कर्मभिर्धर्मसेतवः ॥ ४४ ॥

તે (અધ્યાત્મ જ્ઞાન)નો ઉપાય હું પહેલો કહીશ, તે તમે સાભળો. ફલ, મૂલ અને પવન ખાનારા મુનિઓ જ્યારે વનમ

વસે છે[૪૨] ત્યારે તે વાનપ્રસ્થ કહેવાય છે તેનો ત્રણેય દ્વિજોને એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્યને ઉપદેશ કરવામા આવ્યો છે, અને સર્વે વર્ણોને ગૃહસ્થાશ્રમનો અધિકાર છે[૪૩] ધીર મનુષ્યો કહે છે કે, ધર્મનુ લક્ષણ શ્રદ્ધા છે આ પ્રમાણે દેવલોકમા જવાના માર્ગો તમને કહેવામા આવ્યા છે સાધુ અને ધીરપુરુષો કર્મો-વડે ધર્મરૂપે સેતુ(માર્ગ) ઉપર ચાલે છે[૪૪]

एतेषां पृथगध्यास्ते यो धर्मं संशितव्रतः ।
कालात्पश्यति भूताना सदैव प्रभवाप्ययौ ॥ ४५ ॥
अतस्तत्त्वानि वक्ष्यामि याथातथ्येन हेतुना ।
विषयस्थानि सर्वाणि वर्त्तमानानि भागशः ॥ ४६ ॥
महानात्मा तथाऽव्यक्तमहंकारस्तथैव च ।
इन्द्रियाणि दशैकं च महाभूतानि पंच च ॥ ४७ ॥

જે પુરુષ સખ્ત વ્રત ધારણ કરી ઉપરના ધર્મમાથી એક એક ધર્મનુ પણ દૃઢતાથી સેવન કરે છે, તે કેટલેક કાળે પ્રાણીઓના જન્મમરણનુ સ્વરૂપ જાણે છે[૪૫] તેટલા માટે જેમ છે તેમ, હેતુ સહિત, સર્વ વર્તમાન વિષયોમા થોડે થોડે ભાગે રહેલા તત્ત્વો વિષે હુ કહીશ[૪૬] મહાન્ આત્મા, અવ્યક્ત, અહકાર, એકાદશ ઇન્દ્રિયો, પચમહાભૂતો,[૪૭]

विशेषा पंचभूतानामिति सर्गः सनातनः ।
चतुर्विंशतिरेका च तत्त्वसंख्या प्रकीर्त्तिता ॥ ४८ ॥
तत्वानामथ यो वेद सर्वेषां प्रभवाप्ययौ ।
स धीरः सर्वभूतेषु न मोहमधिगच्छति ॥ ४९ ॥

तत्त्वानि यो वेदयते यथातथं गुणांश्च सर्वानखिलाश्च देवताः ।
विधूतपाप्मा प्रविमुच्य बंधनं स सर्वलोकानमलान्समश्नुते ॥५०॥

इति श्रीमहाभारते आश्वमेधिके पर्वणि अनुगीतापर्वणि
गुरुशिष्यसंवादे विंशोऽध्यायः ॥ २० ॥

અને પંચભૂતોના વિશેષો એટલે શબ્દાદિક ગુણો, આ ચોવીશ તત્વની ઉત્પત્તિ સનાતન કાળની છે અને તેમનાથી પર એક પુરુષને ગણતાં પચીશ તત્ત્વોની સંખ્યા કહેલી છે ૪૮ જે મનુષ્ય સર્વે તત્ત્વોની ઉત્પત્તિ અને લય વિષે સમજે છે, તે સર્વ ભૂતોમાં ધીર મનુષ્ય મોહને પામતો નથી ૪૯ જે મનુષ્ય તત્ત્વોને, સર્વ ગુણોને અને સર્વ (અધિષ્ઠાતા) દેવોને યથાર્થ રીતે જાણે છે, તે પાપમાંથી મુક્ત થાય છે. બંધનોમાંથી મુક્ત થયેલો તે મલરહિત સર્વ લોકોને ભોગવે છે ૫૦

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमां 'गुरुशिष्य संवाद' ए नामनो अध्याय २० मो समाप्त

---

## અધ્યાય ૨૧ મો

### તમોગુણનું સ્વરૂપ તથા પરિણામ

ब्रह्मोवाच–तदव्यक्तमनुद्रिक्तं सर्वव्यापि ध्रुवं स्थिरम् ।
नवद्वारं पुरं विद्यात्रिगुणं पंचधातुकम् ॥ १ ॥
एकादशपरिक्षेपं मनो व्याकरणात्मकम् ।
बुद्धिस्वामिकमित्येतत्परमेकादशं भवेत् ॥ २ ॥
त्रीणि स्रोतांसि यान्यस्मिन्नाप्यायंते पुनः पुनः ।
प्रनाड्यस्तिस्र एवैताः प्रवर्तंते गुणात्मिकाः ॥ ३ ॥

બ્રહ્મા કહે છે–તે અવ્યક્ત છે, અસ્પષ્ટ છે, સર્વવ્યાપી છે, ધ્રુવ

છે, સ્થિર છે, એ ત્રણ ગુણ (સત્વ, રજસ અને તમસ)વાળા, પચ-ધાતુવાળા અને નવ દ્વારવાળા પૂર (શરીર)મા રહે છે;[1] તે એકાદશ ઇન્દ્રિયોથી વિંટાયેલો છે, તેમા મન વ્યક્તિભાવ એટલે ભેદભાવ કરવાવાળુ છે, તેમા બુદ્ધિ સ્વામી છે, આ એકાદશવાળુ પૂર પરમ બ્રહ્મ છે[2] આમા જે ત્રણ સ્રોતસ–પ્રવાહો છે, તે પુન પુન ઉભરાય છે, તે ત્રણ નાડીઓ છે, તે ગુણરૂપ આત્માવાળી છે[3]

तमो रजस्तथा सत्वं गुणानेतान्प्रचक्षते ।
अन्योन्यमिथुनाः सर्वे तथाऽन्योन्यानुजीविनः ॥ ४ ॥
अन्योन्यापाश्रयाश्चापि तथाऽन्योन्यानुवर्तिनः ।
अन्योन्यव्यतिषक्ताश्च त्रिगुणाः पंचधातवः ॥ ५ ॥
तमसो मिथुनं सत्वं सत्वस्य मिथुनं रजः ।
रजसश्चापि सत्वं स्यात्सत्वस्य मिथुनं तमः ॥ ६ ॥

તમ, રજ, અને સત્વ, એને ગુણ કહેવામા આવે છે તે સર્વે એકેકની સાથે સાથે રહે છે, અને એકબીજાને આધારે જીવે છે[4] એકેકના આશ્રયવાળી તથા એકેકની પાછળ જનારી અને અન્યોન્ય સાથે રહેનારી આ ત્રણ ગુણવાળી પાચ ધાતુઓ છે[5] તમસનુ જોડિયુ સત્વ છે (અર્થાત્ તમ વધતા સત્ત્વનો નાશ થાય છે અને સત્ત્વ વધતા તમનો નાશ થાય છે), સત્વનુ જોડિયુ રજ છે, રજનું જોડિયુ સત્ત્વ છે અને સત્ત્વનુ જોડિયુ તમ છે[6]*

नियम्यते तमो यत्र रजस्तत्र प्रवर्त्तते ।
नियम्यते रजो यत्र सत्वं तत्र प्रवर्त्तते ॥ ७ ॥

---

* અત્રે રજ અને તમના પરસ્પર જોડીયા છે તે જણાવ્યા નથી, કારણ કે તેઓ પરસ્પર ઉદ્દીપન કરનારા છે અને એકબીજાનો નાશ કરનારા છે

नैशात्मकं तमो विद्यात्रिगुणं मोहसंज्ञितम् ।
अधर्मलक्षणं चैव नियतं पापकर्मसु ॥
तामसं रूपमेतत्तु दृश्यते चापि संगतम् ॥ ८ ॥

જ્યા તમસને નિયમમા રાખવામા આવે છે ત્યા રજસ ગુણ પ્રવર્તે છે (એથી ઉલટુ) જ્યા રજસને નિયમમા રાખવામા આવે છે ત્યા સત્ત્વ પ્રવર્તે છે (તમની પ્રવૃત્તિ થતી નથી)[૭] તમ નિશાત્મક છે (રાત્રિસ્વરૂપ છે), તે ત્રણ ગુણવાળુ છે, અને તેને મોહ કહેવામા આવે છે, તે અધર્મરૂપ છે, અને પાપકર્મ કરાવવામા નિયમ રાખે છે આ તમસનુ રૂપ છે, અને વળી તેને બીજાને સગ પણ જણાય છે[૮]

प्रकृत्यात्मकमेवाहू रजः पर्यायकारकम् ।
प्रवृत्तं सर्वभूतेषु दृश्यमुत्पत्तिलक्षणम् ॥ ९ ॥
प्रकाशं सर्वभूतेषु लाघवं श्रद्दधानता ।
सात्विकं रूपमेवं तु लाघवं साधु संमतम् ॥ १० ॥

રજસ ગુણને લોકો પ્રકૃતિરૂપ કહે છે •તે પર્યાય (એટલે કાર્યપરપરા)નો કર્તા છે, સર્વ ભૂતોમા તેની પ્રવૃત્તિ જણાય છે, ને તે સર્વની ઉત્પત્તિ કરનારો છે[૯] સર્વ ભૂતોમા પ્રકાશ, લાઘવ (ધર્મ જ્ઞાનાદિરૂપ સારાપણુ), (અને) શ્રદ્ધા રાખવાપણું, એ સત્ત્વગુણનુ રૂપ છે. તેને લઘુ તથા સારુ માનેલુ છે[૧૦]

एतेषां गुणतत्त्वानि वक्ष्यंते तत्त्वहेतुभिः ।
समासव्याससयुक्तानि तत्त्वतस्तानि बोधतः ॥ ११ ॥

આ ત્રણેય ગુણોના કાર્યો કારણોની સાથે સક્ષેપમા અને વિસ્તારથી કહેવામા આવે છે, તેને તમે યથાર્થ રીતે સાભળજો[૧૧]

संमोहो ज्ञानमत्यागः कर्मणामविनिर्णयः ।
स्वप्नः स्तंभो भयं लोभः स्वतः सुकृतदूषणम् ॥ १२ ॥

अस्मृतिश्च विपाकश्च नास्तिक्यं भिन्नवृत्तिता ।
निर्विशेषत्वमंधत्वं जघन्यगुणवृत्तिता ॥ १३ ॥

સમોહ, અજ્ઞાન, અત્યાગ (દાન ન કરવુ તે), કર્મોનો નિર્ણ ન કરવો તે, સ્વપ્ન, સ્તંભ (ગર્વ), ભય, લોભ, શોક, સુકૃતને (પુણ્ કર્મને) દૂષણ દેવુ,[12] સ્મૃતિ ન રાખવી તે, અવિપાક (બુદ્ધિરહિ પણુ), નાસ્તિક્ય, ભિન્ન વૃત્તિપણુ (શીલભગ કરવો તે), નિર્વિશેષ (કાર્ય યુક્ત છે કે અયુક્ત છે તેની પરીક્ષા કરવાનો અભાવ આંધળાપણું, જઘન્ય (નિંદા કરવા યોગ્ય) ગુણ તરફ વૃત્તિ (પ્રેમ રાખવી તે,[13]

अकृते कृतमानित्वमज्ञाने ज्ञानमानिता ।
अमैत्री विकृतभावो ह्यश्रद्धा मूढभावना ॥ १४ ॥
अनार्जवमसंज्ञत्वं कर्म पापमचेतना ।
गुरुत्वं सन्नभावत्वमवशित्वमवाग्गतिः ॥ १५ ॥

અકૃત(ન કર્યું હોય તે)મા કામ કર્યું છે એવુ માન લેવુ તે અજ્ઞાનમા જ્ઞાનનુ માન લેવુ તે, અમૈત્રી, વિકૃત (ઉલટુ) કરવાને ભાવ, અશ્રદ્ધા, મૂઢ ભાવના (મૂર્ખાઈ ભરેલા વિચારો),[14] અનાર્જ (મૃદુતા ન હોવી તે), અસંજ્ઞત્વ (બેભાનપણુ), પાપકર્મ, અચેતન (બેભાનાવસ્થા), ગુરુત્વ (આલસાદિથી શરીરનુ ભારેપણુ), સન્ન ભાવત્વ (દેવ, સાધુ આદિ વિષે અભાવ, અભક્તિ), અવશિત્વ (ઇન્દ્રિ ચોને જિતવી નહીં તે), અવાગ્ગતિ (નીચ કર્મ ઉપર અનુરાગ),[1]

सर्वे एते गुणा वृत्तास्तामसाः संप्रकीर्त्तिताः ।
ये चान्ये विहिता भावा लोकेऽस्मिन्भावसंज्ञिताः ॥१६॥
तत्र तत्र नियम्यंते सर्वे ते तामसा गुणाः ।
परिवादकथा नित्यं देवब्राह्मणवैदिकी ॥ १७ ॥

अत्यागश्चाभिमानश्च मोहो मन्युस्तथाऽक्षमा ।
मत्सरश्चैव भूतेषु तामसं वृत्तमिष्यते ॥ १८ ॥

આ સર્વે ગુણો તમસથી થાય છે, એમ કહેવામા આવે છે, તથા આ લોકમા બીજા પણ જે જે પદાર્થ એવા હોય, તે તે તમોગુણી જાણવા [૧૬] તે તે પદાર્થોમા નિયમ પ્રમાણે તમોગુણ રહે છે, (અને તે સર્વે તામસ કહેતા તમોગુણી કહેવાય છે) દેવ, બ્રાહ્મણ અને વેદ સબધી નિત્ય નિન્દાની કથા જેમા હોય છે તે,[૧૭] અત્યાગ (દાન ન દેવું તે), અભિમાન, મોહ, મન્યુ (ક્રોધ), તથા અક્ષમા, તેમજ મત્સર એ પ્રાણીઓમા તામસ વૃત્ત (આચરણ) કહેવાય છે [૧૮]

वृथारंभा हि ये केचिद्वृथादानानि यानि च ।
वृथाभक्षणमित्येतत्तामसं वृत्तमिष्यते ॥ १९ ॥
अतिवादोऽतितिक्षा च मात्सर्यमभिमानिता ।
अश्रद्दधानता चैव तामसं वृत्तमिष्यते ॥ २० ॥

જે કેટલાકનો આરભ વૃથા (ઉપયોગ વિના) કરવામા આવ્યો છે તે, જે કેટલાક દાનો વૃથા (અયોગ્ય વખતે, અયોગ્ય વસ્તુનો, અયોગ્ય દાતાને હાથે, અયોગ્ય ગ્રાહકને લીધે) થાય છે તે, તેમજ જે ભક્ષણ વૃથા (દેવને ધર્યા વિના, ક્ષુધાવિના) કરવામા આવે છે તેને તામસ વૃત્ત (આચરણ) કહેવામા આવે છે [૧૯] અતિવાદ, અતિતિક્ષ, (અસહિષ્ણુતા), માત્સર્ય, અભિમાનિતા અને અશ્રદ્ધા રાખવી, તેને તામસ વૃત્ત (આચરણ) કહેવામા આવે છે [૨૦]

एवंविधाश्च ये केचिल्लोकेऽस्मिन्पापकर्मिणः ।
मनुष्या भिन्नमर्यादास्ते सर्वे तामसाः स्मृताः ॥ २१ ॥

આ લોકમા આવા પ્રકારના દોષવાળા, પાપ કર્મ કરનારા, મર્યાદા તોડનારા હોય, તે સવે મનુષ્યોને તામસ ગુણવાળા જાણવા [૨૧]

तेषां योनीः प्रवक्ष्यामि नियताः पापकर्मिणाम् ।
अवाङ्निरयभावा ये तिर्यङ्निरयगामिनः ॥ २२ ॥
स्थावराणि च भूतानि पशवो वाहनानि च ।
क्रव्यादा दंदशूकाश्च कृमिकीटविहंगमाः ॥ २३ ॥
अण्डजा जंतवश्चैव सर्वे चापि चतुष्पदाः ।
उन्मत्ता बधिरा मूका ये चान्ये पापरोगिणः ॥ २४ ॥
मग्नास्तमसि दुर्वृत्ताः स्वकर्मकृतलक्षणाः ।
अवाक्स्रोतस इत्येते मग्नास्तमसि तामसाः ॥ २५ ॥

પાપકર્મ કરવાવાળા આવા માણસો જ્યાં નિત્ય જન્મે છે, તેમની યોનિ(મૂળ) વિષે હું કહું છું તેઓનો જન્મ નરકમાં થવાનો નિર્માણ થયો હોય છે, તેઓ પક્ષીઓની જાતિમા જન્મે છે ને નરકમા જાય છે,[૨૨] તેઓ સ્થાવર ભૂતોમા જન્મે છે, પશુઓમા જન્મે છે, ભારબરદારી વાહનો બને છે, માસ ખાનારા થાય છે, સર્પ બને છે, કરમ, કીડા અને પક્ષીઓ બને છે,[૨૩] અથવા અંડ-(ઈંડા)માથી જન્મનાર જતુઓ બને છે, ચોપગા પશુઓ બને છે, ઉન્મત્ત, બહેરા, મૂગા અને કુષ્ઠ અને પાપથી થતા રોગવાળા થઈને જન્મે છે[૨૪] તેઓ તમોગુણમા ડૂબી ગયેલા હોય છે, તેઓ દુષ્ટ વૃત્ત-વાળા હોય છે અને તેમના લક્ષણો તેમના પોતપોતાના કર્મોથી બધાય છે તેઓને 'અવાક્સ્રોતસ' એટલે કે જેઓના ચિત્તનો પ્રવાહ નીચ કર્મ કરવા તરફ ઢળતો હોય છે તેવા કહેવામા આવે છે, આ તામસ ગુણવાળાઓ તમસ ગુણમા મગ્ન રહે છે[૨૫]

तेषामुत्कर्षमुद्रेकं वक्ष्याम्यहमतः परम् ।
तथा ते सुकृतां लोकॉल्लभंते पुण्यकर्मिणः ॥ २६ ॥

હવે પછી તેઓનો ઉત્કર્ષ (ઉપરની જાતિમા જવાનો ક્રમ) અને ઉદ્રેક (પુણ્યનો આવિર્ભાવ કેમ થાય છે તે) તેમ જ પુણ્યકર્મ કરનારાને જે સારા લોકો મળે છે તે તેઓને કેમ મળે છે, તે હું કહીશ.[૨૬]

अन्यथा प्रतिपन्नास्तु विवृद्धा ये च कर्मणा ।
स्वकर्मनिरतानां च ब्राह्मणानां शुभैषिणाम् ॥ २७ ॥
संस्कारेणोर्ध्वमायांति यतमानाः सलोकताम् ।
स्वर्गं गच्छति देवानामित्येषा वैदिकी श्रुतिः ॥ २८ ॥

(તમોગુણના રસ્તાથી) ઉલટે રસ્તે ચાલનારાઓ અને જેઓ પોતાના (સત્)કર્મોથી આગળ વધેલા છે તેઓ, પોતપોતાના કર્મોમા પરાયણ રહેનારાઓ અને (જગતનુ) શુભ ઇચ્છનારા બ્રાહ્મણોને હાથે[૨૭] (બલિદાનરૂપે) સસ્કાર પામીને, ઘણો શ્રમ કરીને ઉંચે બ્રાહ્મણોના લોકમા જાય છે, તેઓના સ્વગ લોકમા જાય છે, આવી વેદની શ્રુતિ છે[૨૮]

अन्यथा प्रतिपन्नास्ते विवृद्धाः स्वेषु कर्मसु ।
पुनरावृत्तिधर्माणस्ते भवंतीह मानुषाः ॥ २९ ॥

(તમોગુણના રસ્તાથી) ઉલટે રસ્તે ચાલનારાઓ જેઓ પોતાના કર્મોમા અતિ વૃદ્ધ થયેલા છે તેઓ પુનરાવૃત્તિવાળા જન્મમરણવાળા મનુષ્યો થઇને આ લોકમા અવતરે છે[૨૯]

पापयोनिं समापन्नाश्चंडाला मूकचूचुकाः ।
वर्णान्पर्यायशश्चापि प्राप्नुवंत्युत्तरोत्तरम् ॥ ३० ॥
शूद्रयोनिमतिक्रम्य ये चान्ये तामसा गुणाः ।
स्रोतोमध्ये समागम्य वर्तंते तामसे गुणे ॥ ३१ ॥

તેઓ પાપીઓની યોનિમા અવતરે છે, અને ચાડાળો, મુગાઓ અને તોતડુ બોલનારાઓ થાય છે, અને તે પછી એકની પછી એક ઉત્તરોત્તર (ચઢતી) વર્ણમા જન્મે છે[૩૦] વળી બીજા તમોગુણી જીવો શૂદ્રની યોનિનુ ઉલ્લઘન કરીને ઉપરની યોનિમા એટલે વૈશ્યની જાતિમા અવતરે છે. વળી બીજા

જે તામસ ગુણો છે, તેઓ (તમોગુણના) પ્રવાહમા એકઠા થઇને તામસ ગુણમા રહે છે, (માટે તેમનાથી સભાળવુ) ૩૧*

**अभिष्वंगस्तु कामेषु महामोह इति स्मृतः ।**
**ऋषयो मुनयो देवा मुह्यंत्यत्र सुखेप्सवः ॥ ३२ ॥**
**तमो मोहो महामोहस्तामिस्रः क्रोधसंज्ञितः ।**
**मरणं त्वंधतामिस्रस्तामिस्रः क्रोध उच्यते ॥ ३३ ॥**

કામના વિષયોમા આસક્તિને મહામોહ કહેવામા આવે છે સુખની ઇચ્છા રાખનારા ઋષિઓ, મુનિઓ અને દેવો આ વિષયમા મોહ પામે છે.૩૨ તમ (અવિદ્યા), મોહ, ('અસ્મિ'રૂપ), મહામોહ (અહબ્રહ્માસ્મિરૂપ) ક્રોધ નામવાળો તામસ, અને મરણ નામનો અધતામસ (આ પાચ મહા કલેશો છે) ક્રોધને પણ તામસ કહ્યો છે (પણ તે દ્વેષવાળો સમજવાનો નથી) ૩૩

**वर्णतो गुणतश्चैव योनितश्चैव तत्त्वतः ।**
**सर्वमेतत्तमो विप्राः कीर्त्तितं वो यथाविधि ॥ ३४ ॥**
**कोन्वेतद्बुध्यते साधु कोन्वेतत्साधु पश्यति ।**
**अतत्त्वे तत्त्वदर्शी यस्तमसस्तत्त्वलक्षणम् ॥ ३५ ॥**

વર્ણ પ્રમાણે, ગુણ પ્રમાણે, યોનિ પ્રમાણે, તથા તત્ત્વ (રહસ્ય) પ્રમાણે જે સર્વ તમસ છે તે, હે વિપ્રો! યથાવિધિ મેં કહ્યુ છે ૩૪ આ બરાબર કોણ સમજે છે? આ બરાબર કોણ જાણે છે? જે અતત્ત્વ છે તેમા તત્ત્વને જોવુ તે તામસ છે, અને તેજ તેનુ લક્ષણ છે ૩૫

**तमोगुणा बहुविधाः प्रकीर्त्तिता**
**यथावदुक्तं च तमः परावरम् ।**

---

* આ શ્લોક કૂટ છે અને તેનો અર્થ સમજાતો નથી

नरो हि यो वेद गुणानिमान्सदा
स तामसैः सर्वगुणैः प्रमुच्यते ॥ ३६ ॥

इति श्रीमहाभारते आश्वमेधिके पर्वणि अनुगीतापर्वणि गुरुशिष्यसंवादे एकविंशोऽध्याय ॥ २१ ॥

તમસના ગુણો ઘણે પ્રકારે કહેવામા આવ્યા છે ઉત્તમ અને હલકુ તામસ પણ યથાર્થ રીતે કહ્યુ છે જે માણસ આ ગુણોને જાણે છે, તે સદા તામસના સર્વ ગુણોથી મુક્ત થાય છે ૩૬

इति श्रीमहाभारतमा आश्वमेधिकपर्वमा अनुगीतापर्वमा 'गुरुशिष्य' सवादमा 'तमोगुणनु स्वरूप तथा परिणाम' नामनो अध्याय २१ मो समाप्त



## અધ્યાય ૨૨ મો

### રજોગુણનુ સ્વરૂપ તથા તેનુ પરિણામ

ब्रह्मोवाच-रजोऽहं वः प्रवक्ष्यामि याथातथ्येन सत्तमाः ।
निबोधत महाभागा गुणवृत्त च राजसम् ॥ १ ॥
संतापो रूपमायासः सुखदुःखे हिमातपौ ।
ऐश्वर्यं विग्रहः सधिर्हेतुवादोऽरतिः क्षमा ॥ २ ॥

બ્રહ્મા કહે છે -હે સત્તમો! જેવુ છે તેવુ હવે હુ તમને રજોગુણ વિષે કહીશ હે મોટા ભાગ્યવાળા! રાજસના ગુણનો ઇતિહાસ તમે સમજજો [૧] સતાપ, રૂપ, પરિશ્રમ, સુખ અને દુ ખ, તાઢ અને તાપ, ઐશ્વર્ય, વિગ્રહ, સધિ, હેતુવાદ (કારણો દર્શાવીને વિવાદ કરવો તે), અરતિ (અપ્રેમ), ક્ષમા,[૨]

बलं शौर्य मदो रोषो व्यायामकलहावपि ।
इर्ष्येप्सा पिशुनं युद्धं ममत्वं परिपालनम् ॥ ३ ॥
वधबंधपरिक्लेशाः क्रयो विक्रय एव च ।
निकृंत छिंधि भिंधीति परवर्मावकर्त्तनम् ॥ ४ ॥

બળ, શૌર્ય, મદ, રોષ, વ્યાયામ (કસરત), કલહ, ઈર્ષ્યા, ઈપ્સા (ઈચ્છા), પૈશુન (શઠતા), યુદ્ધ, મમત્વ, પરિપાલન,[૩] વધ, બધ, પરિક્લેશ, ક્રમ અને વિક્રમ, નિકૃત (કટકા કરી નાખવા તે), છિંધિ (છેદ પાડવા), ભિંધિ (ભેદ પાડવા), બીજાએ પહેરેલા વર્મ (બખ-તર)ને કાપી નાખવુ,[૪]

उग्रं दारुणमाक्रोशः परच्छिद्रानुशासनम् ।
लोकचिंतानुचिंता च मत्सरः परिपालनम् ॥ ५ ॥
मृषावादो मृषादानं विकल्पः परिभाषणम् ।
निंदा स्तुतिः प्रशंसा च प्रतापः परिघर्षणम् ॥ ६ ॥

ઉગ્રતા, દારુણુતા, આક્રોશ (ધાટાઘાટ), બીજાના છિદ્રોને પ્રકાશ કરવા (વાતો કરવી), લોક(સસાર)ની ચિંતા (વિચાર), અનુચિંતા, મત્સર, પરિપાલન (બીજાની વાટ જોવી)[૫] મૃષા (ખોટો)વાદ, મૃષા (ખોટુ) દાન, વિકલ્પ (દૃઢતા વિનાના વિચાર), પરિભાષણુ (ધિક્કારયુક્ત ભાષણુ), નિંદા, સ્તુતિ, પ્રશસા, પ્રતાપ, પરિઘર્ષણુ (ગમે તેનાથી પણુ નિડરતા),[૬]

परिचर्याऽनुशुश्रूषा सेवा तृष्णा व्यपाश्रयः ।
व्यूहो नयः प्रमादश्च परिवादः परिग्रहः ॥ ७ ॥
संस्कारा ये च लोकेषु प्रवर्तंते पृथक् पृथक् ।
नृषु नारीषु भूतेषु द्रव्येषु शरणेषु च ॥ ८ ॥

संतापोऽप्रत्ययश्चैव व्रतानि नियमाश्च ये ।
आशीर्युक्तानि कर्माणि पौर्त्तानि विविधानि च ॥ ९ ॥

પરિચર્યા (મોહાની), અનુશુશ્રૂષા (મોટાની સેવા, આજ્ઞા પાલવી), સેવા, તૃષ્ણા, વ્યપાશ્રય (નઠારાનો આશ્રય), વ્યૂહ (વ્યવહાર રચનામા કુશળતા), નય (વિનય અથવા–કામ કરવાની નીતિ), પ્રમાદ, પરિવાદ (તકરાર), પરિગ્રહ (સ્વીકાર),[૭] લોકોમા, પુરુષોમા, સ્ત્રીઓમા, ભૂતોમા, દ્રવ્યોમા, અને ઘરોમા જે સસ્કારો છૂટા છૂટા પ્રવર્તે છે તે,[૮] સતાપ, અપ્રત્યય (અવિશ્વાસ), વ્રતો અને નિયમો, આશીર્વાદયુક્ત કર્મો, અને પુણ્યવાળા કર્મો,[૯]

स्वाहाकारो नमस्कारः स्वधाकारो वषट्क्रिया ।
याजनाध्यापने चोभे यजनाध्ययने अपि ॥ १० ॥
दानं प्रतिग्रहश्चैव प्रायश्चित्तानि मंगलम् ।
इदं मे स्यादिदं मे स्यात्स्नेहो गुणसमुद्भवः ॥ ११ ॥
अभिद्रोहस्तथा माया निकृतिर्मान एव च ।
स्तैन्यं हिंसा जुगुप्सा च परितापः प्रजागरः ॥ १२ ॥

સ્વાહાકાર, નમસ્કાર, સ્વધાકાર, વષટ્ક્રિયા, યાજન (યજ્ઞ કરાવવા) અને અધ્યાપન (ભણાવવુ) તેમ જ યજન (જાતે યજ્ઞ કરવા) અને અધ્યયન (જાતે ભણવુ),[૧૦] દાન દેવુ તે, પ્રતિગ્રહ (દાન લેવુ તે), પ્રાયશ્ચિત્તો કરવા તે, મગળ કાર્યો કરવા તે, 'આ મારુ થાય,' 'આ મારુ થાય' એવી ઇચ્છા, સદ્‌ગુણને લીધે ઉત્પન્ન થતો સ્નેહ,[૧૧] અભિદ્રોહ, માયા, નિકૃતિ (ઠગબાજી), માન અને અવમાન, સ્તૈન્ય (ચોરી), હિંસા, જુગુપ્સા (છૂપાવવાની ઇચ્છા), પરિતાપ (સ્વજનના વિયોગને લીધે થતો દાહ), પ્રજાગર,[૧૨]

दंभो दर्पोऽथ रागश्च भक्तिः प्रीतिः प्रमोदनम् ।
द्यूतं च जनवादश्च संबधाः स्त्रीकृताश्च ये ॥ १३ ॥
नृत्यवादित्रगीतानां प्रसंगा ये च केचन ।
सर्वे एते गुणा विप्रा राजसाः संप्रकीर्तिताः ॥ १४ ॥

દભ, દર્પ, રાગ (પ્રીતિ), ભક્તિ, પ્રીતિ (સતોષ), દ્યૂત, પ્રમોદન, જનવાદ (નિંદા), સ્ત્રીઓને લીધે જે સબધ થાય તે સર્વે,[૧૩] નૃત્ય, વાદિત્ર અને ગીત એ સર્વેના જે પ્રસગો છે તે–આ સર્વ ગુણો, હે વિપ્રો! રાજસ ગુણો કહેવાય છે [૧૪]

भतभव्यभविष्याणां भावाना भुवि भावनाः ।
त्रिवर्गनिरता नित्यं धर्मोऽर्थः काम इत्यपि ॥ १५ ॥
कामवृत्ताः प्रमोदंते सर्वकामसमृद्धिभिः ।
अर्वाक्स्रोतस इत्येते मनुष्या रजसावताः ॥ १६ ॥
अस्मिँल्लोके प्रमोदंते जायमानाः पुनः पुनः ।
प्रेत्यभाविकमीहंते ऐहलौकिकमेव च ॥
ददति प्रतिगृह्णंति तर्पयंत्यथ जुह्वति ॥ १७ ॥

ભૂમિ ઉપર ભૂત, વર્તમાન, અને ભવિષ્ય કાળ વિષે ભાવનાઓ (વિચારો) કરે છે તથા જેઓની ધર્મ, અર્થ અને કામ એવા ત્રિ-વર્ગપર જ નિત્ય પ્રીતિ છે,[૧૫] તથા જેઓ કામનાવાળુ આચરણ કરે છે અને કામના (ઇચ્છા) પૂર્ણ કરનારી સમૃદ્ધિથી ઘણા ખુશી થાય છે, તેઓને ‘અર્વાક્ સ્રોતસ’ (એટલે કે સ્વર્ગથી નીચે પડવાના પ્રવાહ-વાળા) કહેવામા આવે છે તે મનુષ્યોનુ વર્તન રાજસ કહેવાય છે [૧૬] તેઓ આ લોકમા પુન પુન જન્મીને મોજ કરે છે. તેઓ આ લોકમા મૃત્યુવશ માણસોની અને આ લોકને લગતી ભાવનાઓની ઇચ્છા કરે

છે, દાન દે છે અને સામુ દાન લે છે, તર્પણ પણ કરે છે અને યજ્ઞ પણ કરે છે ૧૭

रजोगुणा वो बहुधाऽनुकीर्तिता
यथावदुक्तं गुणवृत्तमेव च ।
नरोऽपि यो वेद गुणानिमान्सदा
स राजसैः सर्वगुणैर्विमुच्यते ॥ १८ ॥

इति श्रीमहाभारते आश्वमेधिके पर्वणि अनुगीतापर्वणि गुरुशिष्यसवादे द्वाविंशोऽध्याय ॥ २२ ॥

રાજસના ગુણો ઘણી ઘણી રીતે તમને કહ્યા છે તેમ જ જે રીતે એ માર્ગે જવાય, તે પણ યથાર્થ કહ્યુ છે જે માણસ આ ગુણોને જાણે છે, તે સદા રાજસના સર્વ ગુણોથી મુક્ત થાય છે ૧૮

इति श्रीमहाभारतमा आश्वमेधिकपर्वमा अनुगीतापर्वविषे 'गुरुशिष्यना सवाद'मा 'रजोगुणवर्णन' ए नामनो अध्याय २२ मो समाप्त

## અધ્યાય ૨૩ મો

### સત્વગુણનુ નિરૂપણ

ब्रह्मोवाच—अतः परं प्रवक्ष्यामि तृतीयं गुणमुत्तमम् ।
सर्वभूतहितं लोके सता धर्ममनिंदितम् ॥ १ ॥

બ્રહ્મા કહે છે —હવે પછી હુ ત્રીજા ઉત્તમ ગુણ વિષે કહીશ, કે જે સર્વ ભૂતોનુ આ લોકમા હિત કરનારો છે, જે સાધુઓનો ધર્મ છે અને જે નિન્દા વગરનો છે ૧

आनदः प्रीतिरुद्रेकः प्राकाश्यं सुखमेव च ।
अकार्पण्यमसंरंभः संतोषः श्रद्दधानता ॥ २ ॥

क्षमा धृतिरहिंसा च समता सत्यमार्जवम् ।
अक्रोधश्चानसूया च शौचं दाक्ष्यं पराक्रमः ॥ ३ ॥

આનદ, પ્રીતિ (સતોષ), ઉદ્રેક (ઉન્નતિ), પ્રાકાશ્ય, અને સુખ, અકાર્પણ્ય (કૃપણ ન થવુ તે), અસરભ (સરભ એટલે ગુચવાડા વગરના રહેવુ તે), સતોષ, શ્રદ્ધા રાખવી તે,[२] ક્ષમા, ધૃતિ (ધીરજ), અહિંસા, સમતા, સત્ય, આર્જવ, અક્રોધ, અનસૂયા (ઇર્ષ્યા નહિ તે), શૌચ (પવિત્રતા), દાક્ષ્ય (દક્ષતા) તથા પરાક્રમ, (આ સત્વના ગુણો છે) [૩]

मुधा ज्ञानं मुधा वृत्तं मुधा सेवा मुधा श्रमः ।
एवं यो युक्तधर्मः स्यात्सोऽमुत्रात्यंतमश्नुते ॥ ४ ॥
निर्ममो निरहंकारो निराशीः सर्वतः समः ।
अकामभूत इत्येव सतां धर्मः सनातनः ॥ ५ ॥

જ્ઞાન ફોકટ છે, વૃત્ત ફોકટ છે, સેવા ફોકટ છે, શ્રમ ફોકટ છે, એવી રીતે (શાસ્ત્રીય જ્ઞાનાદિની નિરર્થકતા) જાણીને યોગધર્મવાળો જે થાય છે, તે અન્યલોકમા જે અત્યત (અવિનાશી) સ્થાન છે ત્યા જાય છે [૪] મમત્વરહિત, અહકારરહિત, આશા રહિત (કારણ કે આશાઓ પૂર્ણ થઈ છે), સર્વ તરફ સમભાવ રાખવાવાળો, કામના વિનાનો, આ સર્વે સાધુઓનો સનાતન ધર્મ છે [૫]

विश्रंभो ह्रीस्तितिक्षा च त्यागः शौचमतंद्रिता ।
आनृशंस्यमसंमोहो दया भूतेष्वपैशुनम् ॥ ६ ॥
हर्षस्तुष्टिर्विस्मयश्च विनयः साधुवृत्तिता ।
शांतिकर्मणि शुद्धिश्च शुभा बुद्धिर्विमोचनम् ॥ ७ ॥
उपेक्षा ब्रह्मचर्यं च परित्यागश्च सर्वशः ।
निर्ममत्वमनाशीष्ट्वमपरिक्षतधर्मता ॥ ८ ॥

વિશ્રંભ (વિશ્વાસ), હ્રી (લજ્જા), તિતિક્ષા (ક્ષમા), ત્યાગ, શૌચ (શુદ્ધિ), અતદ્રિતા (આલસરહિતપણું), આનૃશસ્ય (અક્રૂરતા), અસંમોહ, પ્રાણીઓપર દયા, અપૈશુન(નિન્દારહિતપણુ),[૬] હર્ષ, તુષ્ટિ, વિસ્મય, વિનય, સાધુવૃત્તિતા, શાંતિકર્મોમા શુદ્ધિ, શુભ બુદ્ધિ, (આસક્તિમાથી) વિમોચન (મોક્ષ),[૭] ઉપેક્ષા, બ્રહ્મચર્ય, સર્વ રીતે પરિત્યાગ, નિર્મમત્વ, અનાશીષ્ટ્વ (આશારહિતપણુ), અપરિક્ષત-ધર્મતા (જરાપણુ ક્ષતિ વિના ધર્મનુ પાલન કરવુ તે),[૮]

मुधा दानं मुधा यज्ञो मुधाधीतं मुधा व्रतम् ।
मुधा प्रतिग्रहश्चैव मुधा धर्मो मुधा तपः ॥ ९ ॥
एवंवृत्तास्तु ये केचिल्लोकेऽस्मिन्सत्वसंश्रयाः ।
ब्राह्मणा ब्रह्मयोनिस्थास्ते धीराः साधुदर्शिनः ॥ १० ॥
हित्वा सर्वाणि पापानि निःशोका ह्यथ मानवाः ।
दिवं प्राप्य तु ते धीराः कुर्वते वै ततस्तनूः ॥ ११ ॥

દાન મિથ્યા છે, યજ્ઞ મિથ્યા છે, અભ્યાસ મિથ્યા છે, વ્રત મિથ્યા છે, પ્રતિગ્રહ(દાન લેવુ તે) મિથ્યા છે, ધર્મપાલન મિથ્યા છે અને તપ મિથ્યા છે, એવી માન્યતાવાળાઓને સત્વગુણી જાણો.[૯] આવા વર્તનવાળા જે કોઈ લોકો આ લોકમા હોય તેઓ, સત્વના આશ્રય-વાળા બ્રાહ્મણો, પરબ્રહ્મ ઉપર નિષ્ઠાવાળા હોય છે તેઓ ધીર હોય છે અને સાધુદર્શી એટલે જ્ઞાની છે[૧૦] સર્વ પાપોને ત્યજી દઇને એ માનવીઓ શોકરહિત થાય છે, અને તે ધીર મનુષ્યો સ્વર્ગ મેળવીને ત્યા પોતપોતાના શરીરો ઘડે છે[૧૧]

ईशित्वं च वशित्वं च लघुत्वं मनसश्च ते ।
विकुर्वते महात्मानो देवास्त्रिदिवगा इव ॥ १२ ॥

ऊर्ध्वस्रोतस इत्येते देवा वैकारिकाः स्मृताः ।
विकुर्वंतः प्रकृत्या वै दिवं प्राप्तास्ततस्ततः ॥ १३ ॥

ઈશિત્વ (અમલ કરવાની સત્તા), વશિત્વ (વશ કરવાની સત્તા), તથા મનના લઘુત્વ (હલકાપણા)ને, સ્વર્ગમા રહેનારા દેવોની માફક, તે મહાત્માઓ અનેકરૂપે બનાવે છે[12] આ લોકોને 'ઊર્ધ્વ-સ્રોતસ્' ઉંચા માર્ગવાળા કહેવામા આવે છે તેઓ વૈકારિક (નવા સ્વરૂપ ઘડનારા) દેવો કહેવાય છે. નવા સ્વરૂપ ઘડવાવાળા તેઓ ફરીફરીને પોતાના પ્રકૃતિબળથી સ્વર્ગમા જાય છે[13]

यद्यदिच्छंति तत्सर्वं भजंते विभजंति च ।
इत्येतत्सात्विकं वृत्तं कथितं वो द्विजर्षभाः ॥
एतद्विज्ञाय लभते विधिवद्यद्यदिच्छति ॥ १४ ॥
प्रकीर्तिताः सत्वगुणा विशेषतो यथावदुक्त गुणवृत्तमेव च ।
नरस्तु यो वेदगुणानिमान्सदा गुणान्स भुङ्क्ते न गुणैः स युज्यते १५

इति श्रीमहाभारते आश्वमेधिके पर्वणि अनुगीतापर्वणि
गुरुशिष्यसवादे त्रयोविंशोऽध्याय ॥ २३ ॥

તેઓ જેની જેની ઇચ્છા કરે છે, તે તે સર્વને ભોગવે છે અને ત્યાગ કરે છે હે દ્વિજોમા ઋષભસમાન! સત્ત્વગુણનું આ વૃત્ત (સ્વરૂપ) મેં કહ્યુ છે આ વિધિપૂર્વક જાણીને માણુસ જે જે ઇચ્છે છે, તે તે મેળવે છે[14] સત્વના ગુણો વિશેષે કરીને કહેવામા આવ્યા છે, તેમ જ આ ગુણોથી જે વર્તન થાય છે, તે પણ યથાર્થ કહ્યુ છે. જે મનુષ્ય આ ગુણોને સમજે છે, તે સદા તેમનો અનુભવ લે છે, પણ તે ગુણોથી બધાતો નથી[15]

इति श्रीमहाभारतमा आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमा 'गुरुशिष्य-सवाद'मा 'सत्वगुणनिरूपण' ए नामनो अध्याय २३ मो समाप्त

## અધ્યાય ૨૪ મો

### જગતની ત્રિગુણમયતા

ब्रह्मोवाच–नैव शक्या गुणा वक्तुं पृथक्त्वेनैव सर्वशः ।
अविच्छिन्नानि दृश्यंते रजः सत्वं तमस्तथा ॥ १ ॥
अन्योन्यमथ रज्यंते ह्यन्योन्यं चार्थजीविनः ।
अन्योन्यमाश्रयाः सर्वे तथाऽन्योन्यानुवर्त्तिनः ॥ २ ॥
यावत्सत्वं रजस्तावद्वर्त्तते नात्र संशयः ।
यावत्तमश्च सत्वं च रजस्तावदिहोच्यते ॥ ३ ॥

બ્રહ્મા કહે છે–આ ગુણો વિષે સર્વ રીતે જૂદુ જૂદુ કહેવુ શકય નથી કારણ કે રજસ્, સત્ત્વ અને તમસ્ એ ગુણો અવિચ્છિન્ન (સાથે) જણાય છે[૧] તેઓ એકબીજાના વિષય ઉપર જીવે છે, એકબીજાનો આશ્રય કરીને રહેલા છે, અને તે સર્વે એકબીજાની પાછળ જનારા છે[૨] જ્યા સૂધી સત્ત્વગુણ હોય ત્યા સૂધી રાજસ પણ હોય, એમા કઈ સશય નથી જ્યા સૂધી 'તમસ્ અને સત્ત્વ હોય છે ત્યા સૂધી આ લોકમા રજસ્ પણ કહેવાય છે[૩]

संहत्य कुर्वते यात्रां सहिताः संघचारिणः ।
संघातवृत्तयो ह्येते वर्तंते हेत्वहेतुभिः ॥ ४ ॥
उद्रेकव्यतिरिक्ताना तेषामन्योन्यवर्तिनाम् ।
वक्ष्यते तद्यथाऽन्यूनं व्यतिरिक्त च सर्वशः ॥ ५ ॥
व्यतिरिक्तं तमो यत्र तिर्यग्भावगतं भवेत् ।
अल्पं तत्र रजो ज्ञेयं सत्वमल्पतरं तथा ॥ ६ ॥

તેઓ ભેગા રહે છે, ભેગા થઇને યાત્રા કરે છે, તેઓ સઘમા ફરે છે અને કોઈ કારણને લઇને અથવા તો સ્વાભાવિક રીતે તેઓ

સઘની વૃત્તિવાળા છે[૬] ઉદ્રેક (ઉન્નતિ) અને વ્યતિરેક(વધવા) વાળા અને એકબીજાની પાછળ ચાલનારા આ સર્વેની અન્યૂનતા (ઉદ્રેક) અને વ્યતિરેકના વિષે સપૂર્ણ રીતે કહેવામા આવે છે[૫] જ્યા તિર્યક્(એટલે હલકા કૂતરા, બીલાડા જેવા . પ્રાણીઓ)ના ભાવ પ્રતિ તમસ્ વધ્યુ હોય ત્યા તમસ્નો વ્યતિરેક ( વધારો ) થાય છે, અને ત્યા રજસ્ અલ્પ હોય છે અને સત્ત્વ તેનાથી અલ્પ હોય છે, એમ જાણવુ[૬]

उद्रिक्तं च रजो यत्र मध्यस्रोतोगतं भवेत् ।
अल्पं तत्र तमो ज्ञेय सत्वमल्पतरं तथा ॥ ७ ॥
उद्रिक्तं च यदा सत्वमूर्ध्वस्रोतोगतं भवेत् ।
अल्पं तत्र तमो ज्ञेयं रजश्चाल्पतरं तथा ॥ ८ ॥
सत्वं वैकारिकी योनिरिंद्रियाणा प्रकाशिका ।
न हि सत्वात्परो धर्मः कश्चिदन्यो विधीयते ॥ ९ ॥

જ્યા મધ્યમ પ્રાણીઓમા રાજસ ગુણ ઉદ્રિક્ત (ઉન્નત) થાય છે, ત્યા તમસ્ અલ્પ હોય છે, અને સત્ત્વ તેનાથી ઓછુ હોય છે, એમ જાણવુ[૭] જ્યારે ઉચ્ચ માર્ગપર જનારા પ્રાણીઓમા સત્ત્વગુણની ઉન્નતિ થાય છે ત્યારે ત્યા રજસ્ અલ્પ અને તમસ્ તેનાથી અલ્પ હોય છે[૮] સત્ત્વ એ સર્વમા વિકાર કરાવનારુ મૂળ છે, તે ઇન્દ્રિયોને પ્રકાશમા લાવે છે, એટલા માટે સત્ત્વથી બીજો કોઈ પણ ઉત્તમ ધર્મ કહેવામા આવ્યો નથી[૯]

ऊर्ध्वं गच्छंति सत्वस्था मध्ये तिष्ठंति राजसाः ।
जघन्यगुणसंयुक्ता यात्यधस्तामसा जनाः ॥ १० ॥
तमः शूद्रे रजः क्षत्रे ब्राह्मणे सत्वमुत्तमम् ।
इत्येवं त्रिषु वर्णेषु विवर्त्तंते गुणास्त्रयः ॥ ११ ॥

दूरादपि हि दृश्यंते सहिताः संघचारिणः ।
तमः सत्वं रजश्चैव पृथक्त्वेनानुशुश्रुम ॥ १२ ॥

સત્ત્વ ગુણવાળાઓ ઉંચે ચઢે છે, રાજસ ગુણવાળા મધ્યમા રહે છે, અને હલકા નિંદિત ગુણવાળા તામસ પુરુષો નીચે જાય છે.[૧૦] શૂદ્રમા તમસ્, ક્ષત્રિયોમા રજસ, અને બ્રાહ્મણમા ઉત્તમ સત્ત્વ ગુણ હોય છે, એમ આ ત્રણ ગુણો ત્રણ વર્ણોમા પ્રવર્તે છે[૧૧] સઘમા ફરનારા આ દૂરથી પણ ભેગા થયેલા જણાય છે તમસ, સત્ત્વ અને રજસ્ એ ત્રણ જૂદા હોવાનુ અમે કદી સાભળ્યું નથી[૧૨]

दृष्ट्वा त्वादित्यमुद्यंतं कुचराणां भयं भवेत् ।
अध्वगाः परितप्येयुरुष्णतो दुःखभागिनः ॥ १३ ॥
आदित्यः सत्वमुद्रिक्तं कुचरास्तु तथा तमः ।
परितापोऽध्वगाना च रजसो गुण उच्यते ॥ १४ ॥
प्राकाश्यं सत्वमादित्यः संतापो रजसो गुणः ।
उपप्लवस्तु विज्ञेयस्तामसस्तस्य पर्वसु ॥ १५ ॥

આદિત્ય(સૂર્ય)ને ઉગતો જોઇને દુષ્ટ આચરણવાળા મનુષ્યોને ભય થાય છે, તાપથી દુ ખ ભોગવનારા રસ્તે જનારા મુસાફરો તપી જાય છે[૧૩] આદિત્ય તે ખીલેલો સત્ત્વ ગુણ, તથા દુષ્ટ આચરણવાળા તે તમસ, અને રસ્તે જનારાઓને લાગતો તાપ તે રજો ગુણ કહેવાય છે[૧૪] પ્રકાશ આપનાર આદિત્ય તે સત્ત્વ, સતાપ કરનાર તાપ તે રાજસ, અને પર્વ કાળમા (ગ્રહણસમયે) ઉપપ્લવ (પીડા) કરનાર, તેને તામસ જાણવા[૧૫]

एवं ज्योतिष्षु सर्वेषु निवर्त्तंते गुणास्त्रयः ।
पर्यायेण च वर्तंते तत्र तत्र तथा तथा ॥ १६ ॥

स्थावरेषु तु भावेषु तिर्यग्भावगतं तमः ।
राजसास्तु विवर्तंते स्नेहभावस्तु सात्विकः ॥ १७ ॥
अहस्त्रिधा तु विज्ञेयं त्रिधा रात्रिर्विधीयते ।
मासार्धमासवर्षाणि ऋतवः संधयस्तथा ॥ १८ ॥

આ પ્રમાણે સર્વ જ્યોતિર્મંડળમા ત્રણ ગુણો રહેલા છે. તેઓ વારાફરતી તે તે સ્થળે તે તે રીતિએ વર્તે છે (કાર્ય કરે છે) ૧૬ સ્થાવર ભાવોમા તમસ્ તિર્યગ્‌પણાને પામેલુ હોય છે (અધિક હોય છે); તેમા કાળાદિકને લઈને ફેરફાર થનારા ગુણોને રાજસ ગુણો જાણવા, તેમા જે સ્નેહભાવ હોય, તેને સાત્વિક ગુણ જાણવો *૧૭ દિવસ ત્રણ જાતનો જાણવો, રાત્રિ ત્રણ પ્રકારની કરવામા આવી છે, તેમજ માસ, અર્ધમાસ, વર્ષો, ઋતુઓ તથા સધિઓ પણ (ત્રણ પ્રકારના જાણવા) ૧૮

त्रिधा दानानि दीयंते त्रिधा यज्ञः प्रवर्त्तते ।
त्रिधा लोकास्त्रिधा देवास्त्रिधा विद्यास्त्रिधा गतिः ॥ १९ ॥
भूतं भव्यं भविष्यं च धर्मोऽर्थः काम एव च ।
प्राणापानावुदानश्चाप्येत एव त्रयो गुणाः ॥ २० ॥
पर्यायेण प्रवर्त्तंते तत्र तत्र तथा तथा ।
यत्किंचिदिह लोकेऽस्मिन्सर्वमेते त्रयो गुणाः ॥ २१ ॥
त्रयो गुणाः प्रवर्त्तंते ह्यव्यक्ता नित्यमेव तु ।
सत्वं रजस्तमश्चैव गुणसर्गः सनातनः ॥ २२ ॥

* સ્થાવર પદાર્થો અત્યત મૂઢ હોય છે તેથી તેમા તમોગુણ અધિક હોય છે, કાળને લઇને અથવા પદાર્થના સયોગથી તેમા કડવા, ખાટા, ખારા વગેરે ગુણોનો ફેરફાર થાય છે તે રજોગુણનુ સ્વરૂપ છે, અને અગ્નિ વગેરેને ઉદ્દીપન કરનાર જે સ્નેહ (તેલ) વગેરે તેમા હોય છે, તે સત્વગુણનુ સ્વરૂપ છે

ત્રણ પ્રકારના દાન આપવામા આવે છે, ત્રણ જાતના યજ્ઞો થાય છે, ત્રણ જાતના લોકો છે, ત્રણ જાતના દેવો છે, ત્રણ જાતની વિદ્યા છે, અને ત્રણ જાતની ગતિઓ છે[१९] ભૂત, ભવ્ય અને ભવિષ્ય, ધર્મ, અર્થ અને કામ, પ્રાણ, અપાન અને ઉદાન એ સર્વે ત્રણ ગુણોવાળા છે[२०] જે કઈ વસ્તુ આ લોકમા અનુક્રમે, તે તે સ્થળમા તે તે રીતે પ્રવર્તે છે, તે સર્વને વિષે આ લોકમા ત્રણ ત્રણ ગુણો કહ્યા છે[२१] હમેશા ત્રણ ગુણો જ પ્રવર્તે છે, તે ત્રણ ગુણો અવ્યક્ત છે, સત્ત્વ, રજ, અને તમસ્, આ ગુણોની ઉત્પત્તિ સનાતન છે[२२]

तमोऽव्यक्तं शिवं धाम रजो योनिः सनातनः ।
प्रकृतिर्विकारः प्रलयः प्रधानं प्रभवाप्ययौ ॥ २३ ॥
अनुद्रिक्तमनूनं वाप्यकंपमचलं ध्रुवम् ।
सदसच्चैव तत्सर्वमव्यक्तं त्रिगुणं स्मृतम् ॥
ज्ञेयानि नामधेयानि नरैरध्यात्मचिंतकैः ॥ २४ ॥
अव्यक्तनामानि गुणांश्च तत्त्वतो यो वेद सर्वाणि गतीश्च केवलाः ।
विमुक्तदेहः प्रविभागतत्त्ववित्स मुच्यते सर्वगुणैर्निरामयः २५

इति श्रीमहाभारते आश्वमेधिके पर्वणि अनुगीतापर्वणि
गुरुशिष्यसवादे चतुर्विंशोऽध्याय ॥ २४ ॥

અવ્યક્ત તે તપ, શિવ, ધામ, અજન્મા, યોનિ, સનાતન, પ્રકૃતિ, વિકાર, પ્રલય, પ્રધાન, પ્રભવ,[२३] અનુદ્રિક્ત, અન્યૂન, અકપ, અચળ, ધ્રુવ, સત્ અને અસત્, એ સર્વને ત્રણ ગુણવાળુ અવ્યક્ત કહેવામા આવે છે. આ સર્વે નામો અધ્યાત્મનુ ચિંતન કરનારાઓએ જાણવા જોઇએ[२४] અવ્યક્તના નામો અને ગુણો તેમ જ તેની સર્વ કેવળ ગતિઓ તત્ત્વપૂર્વક જે જાણે છે, તે સર્વ વિભા-

ગોના તત્ત્વને જાણે છે, તે વિમુક્ત દેહવાળો થાય છે અને તે નિર્ભય થઇને સર્વ ગુણોથી મુક્ત થાય છે ૨૫

इति श्रीमहाभारतमा आश्वमेधिकपर्वमा अनुगीता पर्वमा 'गुरुशिष्य संवाद'मा 'जगत् त्रिगुणात्मक छे' ए नामनो अध्याय २४ मो समाप्त

---

## અધ્યાય ૨૫ મો

## મૂળ પુરુષની ઉત્પત્તિ

ब्रह्मोवाच—अव्यक्तात्पूर्वमुत्पन्नो महानात्मा महामतिः ।
आदिर्गुणानां सर्वेषां प्रथमः सर्ग उच्यते ॥ १ ॥
महानात्मा मतिर्विष्णुर्जिष्णुः शंभुश्च वीर्यवान् ।
बुद्धिः प्रज्ञोपलब्धिश्च तथा ख्यातिर्धृतिः स्मृतिः ॥ २ ॥
पर्यायवाचकैः शब्दैर्महानात्मा विभाव्यते ।
तं जानन्ब्राह्मणो विद्वान्प्रमोहं नाधिगच्छति ॥ ३ ॥

બ્રહ્મા કહે છે -પૂર્વે અવ્યક્તમાથી મહા મતિવાળો, સર્વ ગુણોનો મૂળ, મહાન્ આત્મા ઉત્પન્ન થયો તેને પ્રથમ સર્ગ (ઉત્પત્તિ) કહેવામા આવે છે[1] મહાન્ આત્મા, મતિ, વિષ્ણુ, જિષ્ણુ, શંભુ, વીર્યવાન્, બુદ્ધિ, પ્રજ્ઞા, ઉપલબ્ધિ, ખ્યાતિ, ધૃતિ અને સ્મૃતિ[2] એ પર્યાયવાચક શબ્દોવડે તે મહાત્માને ઓળખવામા આવે છે તેને જાણવાવાળો વિદ્વાન્ બ્રાહ્મણ મોહને પામતો નથી[3]

सर्वतः पाणिपादश्च सर्वतोऽक्षिशिरोमुखः ।
सर्वतः श्रुतिमाँल्लोके सर्वं व्याप्य स तिष्ठति ॥ ४ ॥
महाप्रभावः पुरुषः सर्वस्य हृदि निश्रितः ।
अणिमा लघिमा प्राप्तिरीशानो ज्योतिरव्ययः ॥ ५ ॥

तत्र बुद्धिविदो लोकाः सद्भावनिरताश्च ये ।
ध्यानिनो नित्ययोगाश्च सत्यसंधा जितेंद्रियाः ॥ ६ ॥
ज्ञानवंतश्च ये केचिदलुब्धा जितमन्यवः ।
प्रसन्नमनसो धीरा निर्ममा निरहंकृताः ॥ ७ ॥

સર્વ દિશામા તેના હાથપગ છે, સર્વ દિશામા તેના નેત્ર મસ્તક અને મુખ છે, સર્વ દિશામા તે સાભળે છે અને તે લોકમા સર્વને વ્યાપીને રહ્યો છે[૪] મહા પ્રભાવવાળો તે પુરુષ સર્વના હૃદયમા રહ્યો છે તે અણિમારૂપ છે,* લધિમારૂપ છે, અને પ્રાપ્તિરૂપ છે, ઈશાન (સર્વનો શાસક) છે, જ્યોતિર્મય છે અને અવ્યય છે[૫] તેમા જે પુરુષો જ્ઞાની છે, નિર્મળ ભાવવાળા, ધ્યાન ધરનારા, નિત્ય યોગ સાધનારા, સત્ય પ્રતિજ્ઞાવાળા છે, ઇન્દ્રિયો જેઓએ જિતેલી છે એવા,[૬] જ્ઞાનવાળા, જે કેટલાકો લોભાયા નથી એવા, જેઓએ મન્યુ(ક્રોધ)ને જિત્યો છે તેઓ, પ્રસન્ન મનવાળા, ધીર, મમતા વગરના, અહકાર વિનાના હોય છે,[૭]

विमुक्ताः सर्व एवैते महत्त्वमुपयांत्युत ।
आत्मनो महतो वेद यः पुण्यां गतिमुत्तमाम् ॥ ८ ॥
अहंकारात्प्रसूतानि महाभूतानि पंच वै ।
पृथिवी वायुराकाशमापो ज्योतिश्च पंचमम् ॥ ९ ॥
तेषु भूतानि युज्यंते महाभूतेषु पंचसु ।
ते शब्दस्पर्शरूपेषु रसगंधक्रियासु च ॥ १० ॥

આ સર્વેનો મોક્ષ થાય છે, અને તેઓ પરબ્રહ્મને પામે છે. જે મનુષ્ય આત્માની મહત્તાને જાણે છે, તે પુણ્યકારક અને ઉત્તમ

* અણિમા એટલે ઝીણામા ઝીણુ થઈ જવુ, લધિમા એટલે હળવામા હળવા થઈ જવુ આ સિદ્ધિ પરમાત્માનુ રૂપ છે, એમ અહીં દર્શાવે છે જુઓ યોગસૂત્ર.

ગતિને પામે છે૮ પચ મહાભૂતો અહકારમાથી જન્મ્યા છે પૃથિવી, વાયુ, આકાશ, આપ અને પાચમુ જ્યોતિ, એ મહાભૂતો છે૯ આ પાચ મહાભૂતોને વિષે પ્રાણીઓ જોડાય છે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગધની ક્રિયાઓમા સર્વ ભૂતોને જોવામા આવે છે૧૦

महाभूतविनाशान्ते प्रलये प्रत्युपस्थिते ।
सर्वप्राणभृता धीरा महदुत्पद्यते भयम् ॥ ११ ॥
स धीरः सर्वलोकेषु न मोहमधिगच्छति ॥
विष्णुरेवादिसर्गेषु स्वयंभूर्भवति प्रभुः ॥ १२ ॥
एवं हि यो वेद गुहाशयं प्रभुं परं पुराण पुरुषं विश्वरूपम् ।
हिरण्मयं बुद्धिमता परा गतिं स बुद्धिमान् बुद्धिमतीत्य तिष्ठति १३

इति श्रीमहाभारते आश्वमेधिके पर्वणि अनुगीतापर्वणि
गुरुशिष्यसवादे पञ्चविंशोऽध्याय ॥ २५ ॥

મહાભૂતોના વિનાશના અતમા જ્યારે પ્રલય સામો ઉભો રહે છે ત્યારે, હે ધીરે ! પ્રાણધારી સર્વ ભૂતોને મહાભય ઉત્પન્ન થાય છે૧૧ પરતુ સર્વ લોકોમા તે ધીરને મોહ લાગતો નથી તેજ વિષ્ણુ છે, અને આદિ સૃષ્ટિમા તે પ્રભુ સ્વયભૂ થાય છે૧૨ જે મનુષ્ય આ રીતે તે પ્રભુને, ગુહામા રહેવાવાળાને, પરમને, પુરાણને, પુરુષને, વિશ્વરૂપને, હિરણ્યમયને, બુદ્ધિમાનોની પરાગતિને જાણે છે, તે બુદ્ધિમાન્ બુદ્ધિનો પાર પામીને રહે છે૧૩

इति श्रीमहाभारतमा आश्वमेधिकपर्वमा अनुगीतापर्वविषे 'गुरु अने शिष्यना सवाद'मा 'मूळ पुरुषनु स्वरूप' ए नामनो
अध्याय २५ मो समाप्त

## અધ્યાય ૨૬ મો

### અહંકારનું સ્વરૂપ

ब्रह्मोवाच–य उत्पन्नो महान्पूर्वमहंकारः स उच्यते ।
अहमित्येव संभूतो द्वितीयः सर्ग उच्यते ॥ १ ॥
अहंकारश्च भूतादिर्वैकारिक इति स्मृतः ।
तेजसश्चेतना धातुः प्रजासर्गः प्रजापतिः ॥ २ ॥
देवानां प्रभवो देवो मनसश्च त्रिलोककृत् ।
अहमित्येव तत्सर्वमभिमंता स उच्यते ॥ ३ ॥

બ્રહ્મા કહે છે –જે મહાન્ પૂર્વે ઉત્પન્ન થયું, તેને અહંકાર કહેવામા આવે છે 'અહમ્' તરીકે જે ઉત્પન્ન થયો, તેને બીજી સૃષ્ટિ કહેવામા આવે છે[૧] અને અહંકાર તે ભૂત(પ્રાણી)નો આદિ (મૂળ) છે, અને તેને *વૈકારિક કહે છે[૨] તે પ્રવૃત્તિરૂપ રજોગુણનો વિકાર હોવાથી તેજસરૂપ કહેવાય છે તે ચેતન પુરુષ કહેવાય છે પ્રજાને ઉત્પન્ન કરનાર હોવાથી તે પ્રજાપતિ કહેવાય છે[૨] દેવોનો અને મનનો ઉત્પન્ન કરનાર તથા ત્રણ લોકોને રચનાર 'અહમ' (હું)એવા પ્રકારે તે, સર્વને વિષે અભિમાન લેનાર કહેવાય છે[૩]

अध्यात्मज्ञानतृप्तानां मुनीनां भावितात्मनां ।
स्वाध्यायक्रतुसिद्धानामेष लोकः सनातनः ॥ ४ ॥
अहंकारेणाहरतो गुणानिमान् भूतादिरेवं सृजते स भूतकृत् ।
वैकारिकः सर्वमिदं विचेष्टते स्वतेजसा रंजयते जगत्तथा ॥५॥

इति श्रीमहाभारते आश्वमेधिके पर्वणि अनुगीतापर्वणि गुरुशिष्यसंवादे षड्विंशोऽध्याय ॥ २६ ॥

* (વિકાર એટલે મહત્તત્વ ને તેથી ઉત્પન્ન થએલો હોવાથી વૈકારિક)

અધ્યાત્મ જ્ઞાનથી તૃપ્ત થયેલા, આત્માનુ જેઓએ ચિંતન કરેલુ છે એવા તથા સ્વાધ્યાય તથા ક્રતુ (યજ્ઞ) જેઓને સિદ્ધ છે એવા મુનિઓનો (મેળવવા યોગ્ય) એ સનાતન લોક છે [૪] અહકાર-વડે સર્વ ગુણોને ભોગવવાની ઇચ્છાવાળો, ભૂતોનો આદિરૂપ, ભૂતોને કરવાવાળો તે (ભૂતાદિને) ઉત્પન્ન કરે છે વિકાર કરવાવાળો તે આ સર્વને ચેષ્ટાવાળી કરે છે તથા પોતાના તેજવડે જગતને રજોમય (ભોગની ઇચ્છાવાળુ) બનાવે છે [૫]

इति श्रीमहाभारतमा आश्वमेधिकपर्वमा अनुगीतापर्वविषे 'गुरु अने शिष्यना सवाद'मा 'अहकारनु स्वरूप' ए नामनो अध्याय २६ मो समाप्त

---

## અધ્યાય ૨૭ મો

### અહુકારમાંથી પચમહાભૂતની ઉત્પત્તિ

ब्रह्मोवाच—अहंकारात्प्रसूतानि महाभूतानि पंच वै ।
पृथिवी वायुराकाशमापो ज्योतिश्च पंचमं ॥ १ ॥
तेषु भूतानि मुह्यंति महाभूतेषु पंचसु ।
शब्दस्पर्शनरूपेषु रसगंधक्रियासु च ॥ २ ॥
महाभूतविनाशांते प्रलये प्रत्युपस्थिते ।
सर्वप्राणभृतां धीरा महदभ्युद्यते भयम् ॥ ३ ॥

બ્રહ્મા કહે છે—અહકારમાથી પચમહાભૂતો જન્મ્યા છે પૃથિવી, વાયુ, આકાશ, આપ, અને પાચમુ જ્યોતિ, એ પાચ મહાભૂત છે) [૧] તે પાચ મહાભૂતોમા એટલે કે તેમની શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગધ અને ક્રિયામા પ્રાણીઓ મોહ પામે છે [૨] હે ધીરો!

મહાભૂતોના નાશના અતરૂપ પ્રલય આવે છે ત્યારે પ્રાણવાળા સર્વને મહાભય લાગે છે ૩*

यद्यस्माज्जायते भूतं तत्र तत्प्रविलीयते ।
लीयते प्रतिलोमानि जायंते चोत्तरोत्तरम् ॥ ४ ॥
ततः प्रलीने सर्वस्मिन् भूते स्थावरजंगमे ।
स्मृतिमंतस्तदा धीरा न लीयंते कदाचन ॥ ५ ॥
शब्दः स्पर्शस्तथा रूपं रसो गंधश्च पंचमः ।
क्रियाः करणनित्याः स्युरनित्या मोहसंज्ञिताः ॥ ६ ॥

જે ભૂત જેમાથી જન્મે છે, તેનો તેમા જ લય થાય છે ભૂતોનો જન્મ ઉત્તરોત્તર અનુલોમ ક્રમે થાય છે અને લય પ્રતિ-લોમ (ઉલટા) ક્રમે થાય છે ૪ પછી સ્થાવર અને જગમ સર્વ ભૂતોનો પ્રલય થાય છે ત્યારે સ્મૃતિવાળા ધીર પુરુષો કદિ લય પામતા નથી ૫ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને પાચમુ ગધ, એ સર્વે ક્રિયાઓ (મનરૂપ) કરણવડે નિત્ય છે, છતા અનિત્ય છે અને તેઓને મોહ કહેવામા આવે છે ૬

लोभप्रजनसंभूता निर्विशेषा ह्यकिंचनाः ।
मासशोणितसंघाता अन्योन्यस्योपजीविनः ॥ ७ ॥
बहिरात्मान इत्येते दीनाः कृपणजीविनः ।
प्राणापानावुदानश्च समानो व्यान एव च ॥ ८ ॥
अंतरात्मनि चाप्येते नियताः पंच वायवः ।
वाङ्मनोबुद्धिभिः सार्द्धमिदमष्टात्मक जगत् ॥ ९ ॥

---

* આ ત્રણે શ્લોક ૪૦ મા અધ્યાયમા કહેવાયા છે કલકત્તાની પ્રતમા તે નથી માટે ત્યા એ ભૂલથી કોઇએ દાખલ કર્યા હોય, તે મનવાજોગ છે

લોભની ઉત્પત્તિથી જન્મેલા, વિશેષ વગરના, કાંઈ પણ સત્ય વગરના, માંસ તથા લોહીના સમૂહવાળા, એકબીજાને આધારે જીવનારા,[૭] આત્માની બહાર રહેનારા આ સર્વે, દીન (ભીખારી) અને કૃપણ જીવનવાળા (બાહ્ય સાધનપર જીવનારા) છે[૮] અંતરાત્માને વિષે (પ્રાણ, અપાન, ઉદાન, સમાન અને વ્યાન એ) પાંચ વાયુઓ નિયમિત રહે છે વાચા, મન, અને બુદ્ધિ સાથે આ અષ્ટાત્મક જગત્ બનેલું છે[૯]

त्वग्घ्राणश्रोत्रचक्षूंषि रसना वाक्‌ संयताः ।
विशुद्धं च मनो यस्य बुद्धिश्चाव्यभिचारिणी ॥ १० ॥
अष्टौ यस्याग्नयो ह्येते न दहंते मनः सदा ।
स तद्ब्रह्म शुभं याति तस्माद्भूयो न विद्यते ॥ ११ ॥

ત્વચા, ઘ્રાણ (નાક), શ્રોત્ર (કાન), ચક્ષુ (નેત્ર), રસના (જીભ), અને વાચા જેના નિયમમાં હોય, જેનું મન વિશુદ્ધ હોય અને જેની બુદ્ધિ આડે માર્ગે જતી ન હોય,[૧૦] જેના મનને આ આઠ અગ્નિઓ સદા બાળતા નથી, તે પુરુષ તે શુભ બ્રહ્મને પામે છે કે, જેનાથી બીજું કંઈ ચઢતું નથી[૧૧]

एकादश च यान्याहुरिंद्रियाणि विशेषतः ।
अहंकारात्प्रसूतानि तानि वक्ष्याम्यहं द्विजाः ॥ १२ ॥
श्रोत्रं त्वक्चक्षुषी जिह्वा नासिका चैव पंचमी ।
पादौ पायुरुपस्थश्च हस्तौ वाग्दशमी भवेत् ॥ १३ ॥
इंद्रियग्राम इत्येष मन एकादशं भवेत् ।
एतं ग्रामं जयेत्पूर्वं ततो ब्रह्म प्रकाशते ॥ १४ ॥

એકાદશ ઇંદ્રિયો, કે જે ખાસ કરીને લોકો કહે છે કે, અહં-

કારમાંથી જન્મેલી છે તે વિષે, હે દ્વિજો! હું કહું છું[૧૨] શ્રોત્ર, ત્વચા, નેત્ર, જિહ્વા અને પાંચમી નાસિકા, પગ, ગુદા, ઉપસ્થ (સ્ત્રી અને પુરુષની ગુહ્ય ઇંદ્રિયો), હાથ, દશમી વાચા,[૧૩] અને અગ્યારમું મન છે આ એકાદશ ઇંદ્રિયોનો સમૂહ છે આ સમૂહને પ્રથમ જિતવો, એટલે બ્રહ્મનો પ્રકાશ થાય છે[૧૪]

बुद्धींद्रियाणि पंचाहुः पंचकर्मेंद्रियाणि च ।
श्रोत्रादीन्यपि पंचाहुर्बुद्धियुक्तानि तत्त्वतः १५ ॥
अविशेषाणि चान्यानि कर्मयुक्तानि यानि तु ।
उभयत्र मनो ज्ञेयं बुद्धिस्तु द्वादशी भवेत् ॥ १६ ॥
इत्युक्तानींद्रियाण्येतान्येकादश यथाक्रमम् ।
मन्यते कृतमित्येवं विदित्वा तानि पंडिताः ॥ १७ ॥

બુદ્ધિની ઇંદ્રિયો પાંચ કહી છે, તેમ કર્મની ઇંદ્રિયો પણ પાંચ છે શ્રોત્રાદિ પાંચ ઇંદ્રિયો ખરી રીતે તો બુદ્ધિની સાથે જોડાયેલી છે[૧૫] બીજી જે અવિશેષ (સામાન્ય) ઇંદ્રિયો છે, તે કર્મની સાથે જોડાયલી છે મન એ બન્નેમાં છે એમ જાણવું જોઇએ, એટલે બુદ્ધિ બારમી ઇંદ્રિય થશે[૧૬] આ રીતે એકાદશ ઇંદ્રિયો અનુક્રમે કહી છે પંડિતો તેને જાણીને પોતાને કૃતકૃત્ય માને છે[૧૭]

अतः परं प्रवक्ष्यामि सर्वं विविधमिंद्रियम् ।
आकाशं प्रथमं भूतं श्रोत्रमध्यात्ममुच्यते ॥ १८ ॥
अधिभूतं तथा शब्दो दिशस्तत्राधिदैवतम् ।
द्वितीयं मारुतो भूतं त्वगध्यात्मं च विश्रुता ॥ १९ ॥
स्प्रष्टव्यमधिभूतं च विद्युत्तत्राधिदैवतम् ।
तृतीयं ज्योतिरित्याहुश्चक्षुरध्यात्ममुच्यते ॥ २० ॥

હવે પછી સર્વ વિવિધ ઇંદ્રિયોવિષે હું કહીશ  આકાશ એ પ્રથમ ભૂત (ઉત્પન્ન થયું) છે, અને તેનુ અધ્યાત્મ (આકાશના આત્માને રહેવાનુ સ્થાન) કાન કહેવાય છે,[૧૮] તેના અધિભૂતને (જે વસ્તુને કાન સ્વીકારે છે તેને) શબ્દ કહે છે, અને તેનુ અધિદૈવત દિશાઓ છે. મારુત (વાયુ, પવન) એ દ્વિતીય ભૂત છે, અને તેનુ અધ્યાત્મ (આત્મા સાથે સબધ) ત્વચા (ચામડી) છે,[૧૯] તેના અધિભૂતને (વસ્તુ સાથના સબધને) સ્પર્શ કહે છે, અને વિદ્યુત્ તેનુ અધિદૈવત (શક્તિ) છે. ત્રીજુ ભૂત જ્યોતિ (તેજ, અગ્નિ) કહેવાય છે, તેનુ અધ્યાત્મ ચક્ષુ છે[૨૦]

अधिभूतं ततो रूपं सूर्यस्तत्राधिदैवतम् ।
चतुर्थमापो विज्ञेयं जिह्वा चाध्यात्ममुच्यते ॥ २१ ॥
अधिभूतं रसश्चात्र सोमस्तत्राधिदैवतम् ।
पृथिवी पंचमं भूतं घ्राणश्चाध्यात्ममुच्यते ॥ २२ ॥
अधिभूतं तथा गंधो वायुस्तत्राधिदैवतम् ।
एषु पंचसु भूतेषु त्रिषु यश्च विधिःस्मृतः ॥ २३ ॥

તેનુ અધિભુત રૂપ છે, અને તેનુ અધિદૈવત સૂર્ય છે  ચોથુ ભૂત આપ (જળ) જાણવામા આવેલુ છે, અને તેનુ અધ્યાત્મ જિહ્વા (જીભ) કહેવાય છે,[૨૧] તેનુ અધિભૂત રસ છે, અને સોમ તેનુ અધિદૈવત છે  પૃથિવી પાચમુ ભૂત છે, અને ઘ્રાણ (નાક) તેનુ અધ્યાત્મ કહેવાય છે,[૨૨] અને તેનુ અધિભૂત ગધ છે, અને વાયુ તેનુ અધિદૈવત છે  આ પાચ ભૂતોમા ત્રણ વિધિ (અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવત) કહેલા છે[૨૩]

अतः परं प्रवक्ष्यामि सर्वं विविधमिंद्रियम् ।
पादावध्यात्ममित्याहुर्ब्राह्मणास्तत्वदर्शिनः ॥ २४ ॥

अधिभूतं तु गंतव्यं विष्णुस्तत्राधिदैवतम् ।
अवाग्गतिरपानश्च पायुरध्यात्ममुच्यते ॥ २५ ॥
अधिभूतं विसर्गश्च मित्रस्तत्राधिदैवतम् ।
प्रजनः सर्वभूतानामुपस्थो ऽध्यात्ममुच्यते ॥ २६ ॥

હવે આગળ સર્વ વિવિધ ઇંદ્રિયો વિષે હું કહીશ તત્ત્વદર્શી બ્રાહ્મણો બે પગોને અધ્યાત્મ કહે છે[૨૪] તેનુ અધિભૂત ગતવ્ય (ગતિ) છે, અને તેનો અધિદૈવતા વિષ્ણુ છે અપાન વાયુની ગતિ અવાક્ (નીચે) છે, અને તેનુ અધ્યાત્મ પાયુ (ગુદા) છે,[૨૫] તેનુ અધિભૂત વિસર્ગ (વિસર્જન થવુ તે) છે, અને તેનો અધિદેવતા મિત્ર છે સર્વ ભૂતોને ઉત્પન્ન કરનારા ઉપસ્થને અધ્યાત્મ કહે છે[૨૬]

अधिभूतं तथा शुक्रं दैवतं च प्रजापतिः ।
हस्तावध्यात्ममित्याहुरध्यात्मविदुषो जनाः ॥ २७ ॥
अधिभूतं च कर्माणि शक्रस्तत्राधिदैवतम् ।
वैश्वदेवी ततः पूर्वा वागध्यात्ममिहोच्यते ॥ २८ ॥
वक्तव्यमधिभूतं च वह्निस्तत्राधिदैवतम् ।
अध्यात्मं मन इत्याहुः पंचभूतात्मचारकम् ॥ २९ ॥

તેનુ અધિભૂત શુક્ર છે, તથા તેનુ અધિદૈવત પ્રજાપતિ છે અધ્યાત્મને જાણનારા માણસો બે હાથોને અધ્યાત્મ કહે છે,[૨૭] અને તેમનુ અધિભૂત કર્મો છે અને તેમનુ અધિદૈવત શક્ર (ઇંદ્ર) છે તે પછી વિશ્વની દેવી (વૈશ્વદેવી) પૂર્વાવાગ્ (પ્રથમ વાણી)ને આ લોકમા અધ્યાત્મ કહેવામા આવે છે,[૨૮] તેનુ અધિભૂત વક્તવ્ય છે, અને વહ્નિ તેનો અધિદેવતા છે પચભૂતોના આત્માને ચલાવવાવાળા મનને પણ લોકો અધ્યાત્મ કહે છે.[૨૯]

अधिभूतं च संकल्पश्चंद्रमाश्चाधिदैवतम् ।
अहंकारस्तथाध्यात्मं सर्वसंसारकारकम् ॥ ३० ॥
अभिमानोधिभूतं च रुद्रस्तत्राधिदैवतम् ।
अध्यात्मं बुद्धिरित्याहुः षडिंद्रियविचारिणी ॥ ३१ ॥
अधिभूतं तु मतव्यं ब्रह्मा तत्राधिदैवतम् ।
त्रीणि स्थानानि भूताना चतुर्थ नोपपद्यते ॥ ३२ ॥

તેનો અધિભૂત સકલ્પ છે અને તેનો અધિદેવતા ચદ્રમા છે સર્વ સસારને કરવાવાળા અહકારને અધ્યાત્મ કહે છે,[૩૦] તેનો અધિભૂત અભિમાન છે, અને તેનો અધિદેવતા રુદ્ર છે છ ઈન્દ્રિયોને વિચારવાવાળી બુદ્ધિને પણ અધ્યાત્મ (આત્મા સાથે સબધવાળુ) કહ્યુ છે તેનુ અધિભૂત મતવ્ય, છે અને તેનો અધિદેવતા બ્રહ્મ છે * ભૂત (પ્રાણી)ના સ્થાન ત્રણ જ છે, ચોથુ મળતુ નથી [૩૧–૩૨]

स्थलमापस्तथाकाशं जन्म चापि चतुर्विधम् ।
अंडजोद्भिज्जसंस्वेदजरायुजमथापि च ॥ ३३ ॥
चतुर्धा जन्म इत्येद्भूतग्रामस्य लक्ष्यते ।
अपराण्यथ भूतानि खेचराणि तथैव च ॥ ३४ ॥
अंडजानि विजानीयात्सर्वांश्चैव सरीसृपान् ।
स्वेदजाः कृमयः प्रोक्ता जंतवश्च यथाक्रमम् ॥ ३५ ॥

એ ત્રણ સ્થાન તે સ્થળ (પૃથિવી), જળ અને આકાશ છે, અને જન્મ ચાર પ્રકારના છે–અડજ ( ઇંડામાથી થનારા પક્ષી વગેરે ), ઉદ્ભિજ્જ ( પૃથ્વીમાથી ફૂટીને બહાર નીકળનારા વૃક્ષાદિ ),

* (બીજા પાઠમા તેનુ અધિભૂત વિજ્ઞેય અને અહ ને તેનો અધિદેવતા કહ્યો છે )

સ્વેદજ ( પરસેવામાથી થનારા માકડ વગેરે ), જરાયુજ ( ઐ
માથી થનારા મનુષ્યાદિ ) ૩૩ ભૂતમાત્રમા જન્મ ચાર પ્રક
જોવામા આવે છે બીજાં હલકા ભૂત તથા ખેચરો (જગત
છે ૩૮ તે તથા પેટે ચાલનારા સર્વેને અડજ ભૂત (પ્રાણી) જા
કીડાઓ તથા બીજા તેવા જતુઓને સ્વેદજ (પરસેવામાથી કે ૦
માથી જન્મનારા) કહેવામા આવે છે ૩૫

जन्म द्वितीयमित्येतज्जघन्यतरमुच्यते ।
भित्त्वा तु पृथिवीं यानि जायंते कालपर्ययात् ॥ ३६
उद्भिज्जानि च तान्याहुर्भूतानि द्विजसत्तमाः ।
द्विपाद्बहुपादानि तिर्यग्गातिमतीनि च ॥ ३७ ॥
जरायुजानि भूतानि विकृतान्यपि सत्तमाः ।
द्विविधा खलु विज्ञेया ब्रह्मयोनिः सनातनी ॥ ३८ ॥

આ બીજા પ્રકારનો જન્મ છે, અને તેને ઉતરતા પ્ર
કહે છે કેટલોક કાળ વીત્યા પછી પૃથિવીને ભેદીને જેઓ
છે૩૯ તેમને, હે ઉત્તમ બ્રાહ્મણો! ઉદ્ભિજ્જ ભૂતો (પ્રાણીઓ
છે બે પગવાળા, બહુ પગવાળા, તથા તિર્યક્ (પેટે આડી અ
ગતિવાળા પ્રાણીઓ૩૭ જરાયુજ કહેવાય છે હે ઉત્તમ બ્રાહ્
ભયકર આકારવાળા પ્રાણીઓ પણ જરાયુજ છે ખરેખર
યોનિને સનાતન અને બે પ્રકારની જાણવી ૩૮

तपः कर्म च यत्पुण्यमित्येष विदुषां नयः ।
विविधं कर्म विज्ञेयमिज्या दानं च तन्मखे ॥ ३९ ॥
जातस्याध्ययनं पुण्यमिति वृद्धानुशासनम् ।
एतद्यो वेत्ति विधिवद्युक्तः स स्याद्विजर्षभाः ॥ ४०

**विमुक्तः सर्वपापेभ्य इति चैव निबोधत ।**
**यथावदध्यात्मविधिरेष वः कीर्त्तितो मया ॥ ४१ ॥**

તપ અને પુણ્ય કર્મ, એ વિદ્વાનોની નીતિ (ધર્મ) છે કર્મો ઘણા પ્રકારના જણાયલા છે યજ્ઞમા હોમ કરવો, યજ્ઞમા દાન આપવા વગેરે ૩૯ જાત (ઉપનયન સસ્કારથી દ્વિજ થયેલા)ને અધ્યયન કરાવવુ, એ પણ પુણ્ય છે, એમ વૃદ્ધોનો ઉપદેશ છે. હે દ્વિજોમા ઉત્તમ! જે પુરુષ આ વિધિપૂર્વક જાણે છે, તે યોગી થાય છે ૪૦ તે સર્વે પાપોમાથી સપૂર્ણ મુક્ત થાય છે, એમ તમે સમજજો † આ પ્રમાણે અધ્યાત્મનો (ઇન્દ્રિયો સાથના આત્માના સબધનો) આ વિધિ છે, તે મેં બરાબર કહ્યો છે ૪૧

* **ज्ञानमस्य हि धर्मज्ञाः प्राप्तं ज्ञानवतामिह ।**
**इंद्रियाणींद्रियार्थाश्च महाभूतानि पच च ।**
**सर्वाण्येतानि संधाय मनसा संप्रधारयेत् ॥ ४२ ॥**
**क्षीणे मनसि सर्वस्मिन्न जन्मसुखमिष्यते ।**
**ज्ञानसंपन्नसत्वानां तत्सुखं विदुषां मतम् ॥ ४३ ॥**

હે ધર્મને જાણવાવાળાઓ! જ્ઞાનવાળાઓને આનુ જ્ઞાન આ લોકમા થાય છે ઇન્દ્રિયો, ઇન્દ્રિયોના અર્થો (વિષયો), અને પંચમહાભૂતો આ સર્વેને એક કરીને (અર્થાત્ તેનાથી બહાર કઈ

---

* (બીજા પાઠ પ્રમાણે મુક્ત થાય છે)

† અત્રે ૧૮ મા શ્લોકના દ્વિતીય ચરણ "આકાશ એ પ્રથમ ભૂત છે" ત્યાથી તે ૨૨ મા શ્લોકનુ પ્રથમ ચરણ 'તેનો અધિભૂત રસ છે અને તેનો અધિદેવતા સોમ એટલે ચન્દ્ર છે, ત્યા સૂધીની પુનરુક્તિ છે તે છોડી દીધી છે કારણ કે તે ભૂલમા દાખલ થયેલ લાગે છે જો કે કલકત્તા અને મુબઈ બન્ને પ્રતોમા તેમ છે

નથી) એવો (નિશ્ચય કરીને) મનવડે તેમની ધારણા કરવી [43] જ્યારે સર્વ વસ્તુઓનો મનમા ક્ષય થઈ જાય છે (જ્યારે મન એમાના કોઈ પણ વિષયને વળગતુ નથી, નિર્વિકલ્પ સ્થિતિએ પહોંચે છે) ત્યારે માણુસ જન્મના સુખની ઇચ્છા કરતો નથી આત્મજ્ઞાન સાથે જેમની બુદ્ધિ યુક્ત થઈ હોય છે, તેવાઓને જ (એ નિર્વિકલ્પ) સુખ મળે છે, એવુ વિદ્વાનોનુ મત છે [43]

अतः परं प्रवक्ष्यामि सूक्ष्मभावकरीं शिवाम् ।
निवृत्तिं सर्वभूतेषु मृदुना दारुणेन च ॥ ४४ ॥
गुणागुणमनासंगमेकचर्यमनंतरम् ।
एतद्ब्रह्ममयं वृत्तमाहुरेकपदं सुखम् ॥ ४५ ॥
विद्वान्कूर्म इवागानि कामान्संहृत्य सर्वशः ।
विरजाः सर्वतो मुक्तो यो नरः स सुखी सदा ॥ ४६ ॥

હવે આગળ સૂક્ષ્મ (બ્રહ્મ) વિષે ભાવ કરાવવાવાળી, પવિત્ર એવી, મૃદુ અને દારુણ રીતે સર્વ ભૂતોમાથી થતી નિવૃત્તિ વિષે હુ કહુ છુ [44] ગુણ અને અવગુણ ન માનવાવાળુ, (વસ્તુ વિષે હુ કર્તા છુ, આ મારુ છે એવા) આસગ વગરનુ, એકચર્યા (એકાતવાસ)વાળુ, અતર (ભેદ) વિનાનુ આવુ બ્રહ્મમય જે વર્તન, તેને એકપદ સુખ (સર્વ સુખનુ મૂળ) કહેવામા આવે છે [45] જેમ કાચબો પોતાના અગોને સર્વ તરફથી પોતામા ખેંચી લે છે, તેમ વિદ્વાન્ પુરુષે સર્વ કામનાઓને સર્વ તરફથી પોતામા ખેંચી લેવી જે મનુષ્ય રજોગુણથી રહિત છે, સર્વ કામનાથી મુક્ત છે, તે મનુષ્ય સદા સુખી થાય છે. [46]

कामानात्मनि संयम्य क्षीणतृष्णः समाहितः ।
सर्वभूतसुहृन्मित्रो ब्रह्मभूयाय कल्पते ॥ ४७ ॥

इंद्रियाणां निरोधेन सर्वेषां विषयैषिणाम् ।
मुनेर्जनपदत्यागादध्यात्माग्निः समिध्यते ॥ ४८ ॥
यथाग्निरिंधनैरिद्धो महाज्योतिः प्रकाशते ।
तथेंद्रियनिरोधेन महानात्मा प्रकाशते ॥ ४९ ॥

આત્માને વિષે કામનો સંયમ કરીને, તૃષ્ણાઓને ક્ષીણ કરીને, સાવધાન થયેલો, સર્વ ભૂતોનો સુહૃદ્‌મિત્ર એવો માણસ બ્રહ્મપ્રાપ્તિને યોગ્ય થાય છે.[૪૭] સર્વ વિષયોની ઈચ્છા કરવાવાળી ઈન્દ્રિયોનો નિરોધ કરવાથી તથા જનપદ(મનુષ્યના નિવાસસ્થાનો)નો ત્યાગ કરવાથી મુનિઓના અધ્યાત્મરૂપ અગ્નિ(વિજ્ઞાન)ને સમિધ મળે છે[૪૮] જેમ લાકડાવડે બળતો અગ્નિ મોટી જ્વાળાઓનો પ્રકાશ કરે છે, તેમ ઈન્દ્રિયોના નિરોધથી મહાન્ આત્મા પણ પ્રકાશ કરે છે[૪૯]

यदा पश्यति भूतानि प्रसन्नात्माऽऽत्मनो हृदि ।
स्वयंज्योतिस्तदा सूक्ष्मात्सूक्ष्मं प्राप्नोत्यनुत्तमम् ॥ ५० ॥
अग्नी रूपं पयः स्रोतो वायुः स्पर्शनमेव च ।
मही पंकधरं घोरमाकाशः श्रवणं तथा ॥ ५१ ॥
रोगशोकसमाविष्टं पंचस्रोतः समावृतम् ।
पंचभूतसमायुक्तं नवद्वारं द्विदैवतम् ॥ ५२ ॥

જ્યારે પ્રસન્ન થયેલો આત્મા પોતાના જ હૃદયમા પ્રાણીઓને જુવે છે ત્યારે તે સૂક્ષ્મ અને અનુત્તમ સ્વયંજ્યોતિ(આત્મા)રૂપ થાય છે, અને સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ અને અનુત્તમ જ્યોતિને મેળવે છે[૫૦] અગ્નિ જેનુ રૂપ (રંગ) છે, પય (જળ વા લોહી) જેનો સ્રોત (પ્રવાહ) છે, પવન જેનો સ્પર્શ છે, ગન્ધવાળી પૃથિવી જેનુ ઘ્રાણુ છે, અને આકાશ જેનુ શ્રવણુ છે,[૫૧] રોગ અને શોકથી

ચારે બાજુથી જે ઘેરાયેલુ છે, પાચ પ્રવાહો(ઇન્દ્રિયગોલક)થી જે ડૂબેલુ છે, જે પચભૂતથી સારી રીતે યુક્ત છે, જેને નવદ્વાર (બે કાન, બે આખ, બે નાક, મોઢુ, ગુદા અને ઉપસ્થ) છે, જેનામા બે (જીવ અને ઈશ્વર એવા) દૈવત છે,[૫૨]

रजस्वलमथादृश्यं त्रिगुणं च त्रिधातुकम् ।
संसर्गाभिरतं मूढं शरीरमिति धारणा ॥ ५३ ॥
दुश्चरं सर्वलोकेऽस्मिन्सत्त्वं प्रतिसमाश्रितम् ।
एतदेव हि लोकेऽस्मिन्कालचक्रं प्रवर्त्तते ॥ ५४ ॥
एतन्महार्णवं घोरमगाधं मोहसंज्ञितम् ।
विक्षिपेत्संक्षिपेच्चैव बोधयन्स्वापयज्जगत् ॥ ५५ ॥

જે રજસ્ ગુણવાળુ છે, જે (સારુ ન હોવાથી) જોવાને લાયક નથી, જે ત્રણ ગુણ (સુખ, દુ ખ અને મોહ)વાળુ છે, જે ત્રણ ધાતુ (વાત, પિત્ત અને કફ)વાળુ છે, જે સસર્ગમા આનદ માને છે, જે મૂઢ છે એવાને શરીર જાણવુ [૫૩] આ જીવલોકમા તેને મુશ્કેલીથી ચલાવી શકાય છે, અને તે સત્ત્વ(બુદ્ધિ)ને આશ્રયે રહ્યુ છે કારણ કે આ લોકમા એ જ શરીર (બાલ્યાદિ અવસ્થારૂપ) કાળની પ્રવૃત્તિ કરે છે[૫૪] આ શરીર ઘોર, અગાધ, મોહ નામે ઓળખાતા મોટા સમુદ્રરૂપ છે એ શરીર વિસ્તાર કરે છે અને સકોચ કરે છે, અને જગતને જાગૃત કરે છે અને ઉંઘાડે છે[૫૫]*

कामं क्रोधं भयं लोभमभिद्रोहमथानृतम् ।
इंद्रियाणां निरोधेन सततस्त्यजति दुस्त्यजान् ॥ ५६ ॥

* અત્રે દક્ષિણની પ્રતિમાથી विसृजन्संक्षिपेच्चैव बोधयन्स्वापयञ्जगत् । એ પાઠ સ્વીકાર્યો છે મુબઇની પ્રતિમા विक्षिपेत्संक्षिपेच्चैव बोधयेत्सामरं जगत् । એ પાઠ છે તે યુક્ત નથી

यस्यैते निर्जिता लोके त्रिगुणाः पंचधातवः ।
व्योम्नि तस्य परं स्थानमानन्त्यमथ लभ्यते ॥ ५७ ॥
पंचेंद्रियमहाकूलां मनोवेगमहोदकाम् ।
नदीं मोहह्रदां तीर्त्वा कामक्रोधावुभौ जयेत् ॥ ५८ ॥

કામ, ક્રોધ, ભય, લોભ, અભિદ્રોહ તથા અનૃત (અસત્ય) એવા નિત્ય અને દુ:ખે કરીને ત્યજી શકાય તેવા દોષોને, ઇન્દ્રિયોનો નિરોધ કરીને, તે (શરીર) ત્યજી દે છે ૫૬ આ લોકમા જેના આ ત્રણ ગુણો અને પાચ ધાતુઓ જિતાયેલા છે, તેને સ્વર્ગમા, આકાશમા ઉચામા ઉંચુ સ્થાન મળે છે, તેને આનત્ય (અત નથી એવી) સિદ્ધિ મળે છે ૫૭ પાચ ઇન્દ્રિયોરૂપ મહા કાઠાવાળી, મનના જેવા વેગવાળી, મહા (પુષ્કળ) જળવાળી, મોહરૂપ ધરાવાળી નદીને ઓળઘવાથી કામ અને ક્રોધ બન્નેને માણુસ જિતે છે ૫૮

स सर्वदोषनिर्मुक्तस्ततः पश्यति तत्परम् ।
मनो मनसि संधाय पश्यन्नात्मानमात्मनि ॥ ५९ ॥
सर्ववित्सर्वभूतेषु विंदत्यात्मानमात्मनि ।
एकधा बहुधा चैव विकुर्वाणस्ततस्ततः ॥ ६० ॥
ध्रुवं पश्यति रूपाणि दीपाद्दीपशतं यथा ।
स वै विष्णुश्च मित्रश्च वरुणोऽग्निः प्रजापतिः ॥ ६१ ॥

સર્વ દોષોથી મુક્ત થયેલો આવો માણુસ તેનાથી પણુ ઉંચે જુવે છે, મનને મન સાથે જોડીને અને આત્માને આત્માની સાથે જોડીને તે (તેનાથી પણુ ઉંચે જુવે છે) ૫૯ તે સર્વને જોવાવાળો સર્વ પ્રાણીઓ વિષે, આત્મામા આત્માની માફક, કોઇકવાર સર્વને એકરૂપ અને કોઇકવાર બહુરૂપે, આમથી તેમ ભેદ પાડતો જુવે છે ૬૦ જેમ એક દીવામાથી સેંકડો દીવાને જુવે છે, તેમ તે પોતાનાં

સેંકડો રૂપો જુવે છે ખરેખર તેજ વિષ્ણુ છે, તેજ મિત્ર (સૂર્ય) છે, તેજ વરુણ છે, તેજ અગ્નિ છે, તેજ પ્રજાપતિ છે[६१]

स हि धाता विधाता च स प्रभुः सर्वतोमुखः ।
हृदयं सर्वभूतानां महानात्मा प्रकाशते ॥ ६२ ॥
तं विप्रसंघाश्च सुरासुराश्च यक्षाः पिशाचाः पितरो वयांसि ।
रक्षोगणा भूतगणाश्च सर्वे महर्षयश्चैव सदा स्तुवंति ॥ ६३ ॥

इति श्रीमहाभारते आश्वमेधिके पर्वणि अनुगीतापर्वणि गुरुशिष्यसंवादे सप्तविंशोऽध्याय ॥ २७ ॥

તે ધાતા છે, વિધાતા છે, તેજ પ્રભુ સર્વ દિશામા મૂળવાળો છે, તે સર્વ ભૂતોનુ હૃદય છે, તે મહાત્મા પ્રકાશ આપે છે[६२] વિપ્રોના સઘો, સુરો અને અસુરો, યક્ષો, પિશાચો, પિતૃઓ, વૃદ્ધો, રાક્ષસોના ટોળાઓ, ભૂતોના ટોળાઓ અને સર્વે મહર્ષિઓ સદા તેની સ્તુતિ કરે છે.[६३]

इति श्रीमहाभारतमा आश्वमेधिकपर्वमा अनुगीतापर्वमा 'गुरुशिष्य सवाद'मा 'विश्वनु स्वरूप' ए नामनो अध्याय २७ मो समाप्त

---

## અધ્યાય ૨૮ મો.

### સૃષ્ટિનુ રહસ્ય

ब्रह्मोवाच–मनुष्याणां तु राजन्यः क्षत्रियो मध्यमो गुणः ।
कुञ्जरो वाहनानां च सिंहश्चारण्यवासिनाम् ॥ १ ॥
अविः पशूना सर्वेषामहिस्तु बिलवासिनाम् ।
गवां गोवृषभश्चैव स्त्रीणां पुरुष एव च ॥ २ ॥

न्यग्रोधो जंबुवृक्षश्च पिप्पलः शाल्मलिस्तथा ।
शिंशपा मेषशृंगश्च तथा कीचकवेणवः ॥ ३ ॥

બ્રહ્મા કહે છે–મનુષ્યોમા તો ક્ષત્રિય એ મધ્યમ ગુણ રાજસ છે (અર્થાત્ ક્ષત્રિયોમા રાજસ ગુણ મુખ્ય છે), વાહનોમા કુજર (હાથી) અને અરણ્યમા વસનારા(પશુઓ)મા સિંહ,[1] (યજ્ઞના) સર્વ પશુઓમા અવિ (ઘેટો), દરમા વસનારાઓમા સર્પ, ઢોરોમ આખલો અને સ્ત્રીઓમા પુરુષ (એટલાઓમા મધ્યમ ગુણ રાજસ છે) [2] વડ, જાબુડો, પીપળો, તથા સીમળો, સીસમ, મરડાસીંગ તથા મોટા પોલા વાસ,[3]

एते द्रुमाणां राजानो लोकेऽस्मिन्नात्र संशयः ।
हिमवान्पारियात्रश्च सह्यो विंध्यस्त्रिकूटवान् ॥ ४ ॥
श्वेतो नीलश्च भासश्च कोष्ठवांश्चैव पर्वतः ।
गुरुस्कंधो महेंद्रश्च माल्यवान्पर्वतस्तथा ॥ ५ ॥
एते पर्वतराजानो गणाना मरुतस्तथा ।
सूर्यो ग्रहाणामधिपो नक्षत्राणा च चंद्रमाः ॥ ६ ॥

આટલા ઝાડો આ લોકમા વૃક્ષોના રાજા કહેવાય છે, એમા કઈ સશય નથી હિમાલય, પારિયાત્ર, સહ્યાદ્રિ, વિંધ્ય, ત્રિકૂટવાન,[4] શ્વેત, નીલ, ભાસ, કોષ્ઠવાન્ પર્વત, ગુરુસ્કધ, મહેન્દ્ર તથા માલ્યવાન્ પર્વત,[5] એ સર્વે પર્વતોના રાજાઓ છે તે જ પ્રમાણે મરુતો ગણોના રાજા છે, ગ્રહોનો અધિપતિ સૂર્ય અને નક્ષત્રોનો અધિપતિ ચન્દ્રમા છે[6]

यमः पितॄणामधिपः सरितामथ सागरः ।
अंभसां वरुणो राजा मरुतामिंद्र उच्यते ॥ ७ ॥

अर्कोऽधिपतिरुष्णानां ज्योतिषामिंदुरुच्यते ।
अग्निर्भूतपतिर्नित्यं ब्राह्मणानां बृहस्पतिः ॥ ८ ॥
ओषधीनां पतिः सोमो विष्णुर्बलवतां वरः ।
त्वष्टाऽधिराजो रूपाणां पशूनामीश्वरः शिवः ॥ ९ ॥

પિતૃઓનો અધિપતિ યમ અને સરિતાઓનો અધિપતિ સાગર, જળોનો રાજા વરુણ અને મરુતોનો રાજા ઇન્દ્ર કહેવાય છે ૭ ઉષ્ણ(ગરમી)નો અધિપતિ અર્ક (સૂર્ય) અને જ્યોતિષ (નક્ષત્રો)નો અધિપતિ ઇન્દુ (ચન્દ્ર) કહેવાય છે અગ્નિ નિત્ય ભૂતોનો પતિ છે, અને બ્રાહ્મણોનો પતિ (નાયક) બૃહસ્પતિ છે ૮ ઓષધિઓનો પતિ સોમ અને બળવાનોમા શ્રેષ્ઠ વિષ્ણુ છે રૂપોનો અધિરાજા ત્વષ્ટા અને પશુઓનો ઈશ્વર શિવ છે ૯

दीक्षितानां तथा यज्ञो देवाना मघवा तथा ।
दिशामुदीची विप्राणां सोमो राजा प्रतापवान् ॥ १० ॥
कुबेरः सर्वरत्नानां देवतानां पुरंदरः ।
एष भूताधिपः सर्गः प्रजानां च प्रजापतिः ॥ ११ ॥
सर्वेषामेव भूतानामहं ब्रह्ममयो महान् ।
भूतं परतरं मत्तो विष्णोर्वाऽपि न विद्यते ॥ १२ ॥

દીક્ષાવાળાઓનો રાજા યજ્ઞ તથા દેવોનો રાજા મઘવા (ઇન્દ્ર) છે દિશાઓમા પૂર્વ દિશા, અને વિપ્રોમા પ્રતાપવાન્ સોમ રાજા છે ૧૦ સર્વ રત્નોના રાજા કુબેર, અને દેવોનો રાજા (ઇંદ્ર) પુરંદર છે. આ ભૂતોના અધિપતિઓની ઉત્પત્તિ કહી છે પ્રજાઓનો અધિપતિ પ્રજાપતિ છે ૧૧ સર્વે ભૂતોમા હું બ્રહ્મમય મોટો છુ મારાથી અથવા તો વિષ્ણુથી કોઈ પણ ભૂત મોટું નથી ૧૨

राजाधिराजः सर्वेषा विष्णुर्ब्रह्ममयो महान् ।
ईश्वरत्वं विजानीध्वं कर्त्तारमकृतं हरिं ॥ १३ ॥
नरकिन्नरयक्षाणा गंधर्वोरगराक्षसाम् ।
देवदानवनागानां सर्वेषामीश्वरो हि सः ॥ १४ ॥
भगदेवानुयातानां सर्वासां वामलोचना ।
माहेश्वरी महादेवी प्रोच्यते पार्वती हि सा ॥ १५ ॥

બ્રહ્મમય મહાન્ વિષ્ણુ સર્વને રાજાધિરાજ છે, તે હરિ છે, સર્વના કર્તારૂપ છે, તેને કોઈ કરનાર નથી, તેને વિષે સર્વેનુ ઈશ્વરત્વ જાણો [૧૩] નર, કિન્નર, યક્ષ, ગધર્વ, ઉરગ (સર્પ), રાક્ષસ, દેવ, દાનવ, અને નાગ સર્વેના તે ઈશ્વર છે [૧૪] ભગદેવો (કામુકો) જેમની પાછળ જાય છે, તેવી સર્વ સ્ત્રીઓમા વામલોચના પાર્વતી નાયિકા) છે અને તેને માહેશ્વરી મહાદેવી કહે છે [૧૫]

उमा देवीं विजानीध्व नारीणामुत्तमां शुभाम् ।
रतीनां वसुमत्यस्तु स्त्रीणामप्सरसस्तथा ॥ १६ ॥
धर्मकामाश्च राजानो ब्राह्मणा धर्मसेतवः ।
तस्माद्राजा द्विजातीना प्रयतेत स्म रक्षणे ॥ १७ ॥
राज्ञा हि विषये येषामवसीदंति साधवः ।
हीनास्ते स्वगुणैः सर्वैः प्रेत्य चोन्मार्गगामिनः ॥ १८ ॥

નારીઓમા ઉમા દેવીને પવિત્ર અને ઉત્તમ જાણો. રતિનુ સુખ આપનારી સ્ત્રીઓમા ધનવાળી અપ્સરાઓ ઉત્તમ છે [૧૬] રાજાઓ ધર્મની કામનાવાળાઓ હોય છે, અને બ્રાહ્મણો ધર્મના સેતુરૂપ છે, તેટલા માટે રાજા દ્વિજાતિ ( બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય)ના રક્ષણ માટે પ્રયત્ન કરે છે [૧૭] જે રાજાઓના મુલકમા

સાધુ પુરુષો પડી ભાગે છે, તે રાજાઓ પોતાના (વર્ણના) ગુણોથી રહિત થાય છે, અને મરી ગયા પછી ઉંધે માર્ગે જાય છે (અર્થાત્ નરકમા જાય છે) [૧૮]

राज्ञा हि विषये येषां साधवः परिरक्षिताः ।
तेऽस्मिँल्लोके प्रमोदंते सुखं प्रेत्य च भुञ्जते ॥ १९ ॥
प्राप्नुवंति महात्मान इति वित्त द्विजर्षभाः ।
अत ऊर्ध्वं प्रवक्ष्यामि नियतं धर्मलक्षणम् ॥ २० ॥
अहिंसा परमो धर्मो हिंसा चाधर्मलक्षणा ।
प्रकाशलक्षणा देवा मनुष्याः कर्मलक्षणाः ॥ २१ ॥

જે રાજાઓના મુલકમા સાધુઓનુ રક્ષણ થાય છે, તે રાજાઓ આ લોકમા ખૂબ આનદમા રહે છે, અને મરી ગયા પછી પરલોકમા સુખ ભોગવે છે [૧૯] તે મહાત્માઓ ઉંચે સ્થાને જાય છે તે, હે શ્રેષ્ઠ બ્રાહ્મણો! તમે જાણો હવે પછી હુ ધર્મનુ નિત્ય લક્ષણ કહીશ [૨૦] અહિંસા પરમ ધર્મ છે, હિંસા અધર્મનુ લક્ષણ છે દેવોનુ લક્ષણ પ્રકાશ (તેજ) રૂપ છે, મનુષ્યોનુ લક્ષણ કર્મો છે [૨૧]

शब्दलक्षणमाकाशं वायुस्तु स्पर्शलक्षणः ।
ज्योतिषां लक्षणं रूपमापश्च रसलक्षणाः ॥ २२ ॥
धारिणी सर्वभूतानां पृथिवी गंधलक्षणा ।
स्वरव्यंजनसंस्कारा भारती शब्दलक्षणा ॥ २३ ॥
मनसो लक्षणं चिंता चिंतोक्ता बुद्धिलक्षणा ।
मनसा चिंतितानर्थान्बुद्ध्या चेह व्यवस्यति ॥ २४ ॥

આકાશનુ લક્ષણ શબ્દ છે, વાયુનુ લક્ષણ સ્પર્શ છે, જ્યોતિનું લક્ષણ રૂપ (અથવા રગ) છે, જળનુ લક્ષણ રસ છે, [૨૨] સર્વ ભૂતોને

ધારણ કરનારી પૃથિવીનુ લક્ષણ ગધ છે, સ્વર અને વ્યજનથી સંસ્કાર પામેલી વાણીનુ લક્ષણ શબ્દ છે,[૨૩] મનનુ લક્ષણ ચિંતા (વિચાર) છે, બુદ્ધિનુ લક્ષણ પણ ચિંતા કહેવાય છે, મનવડે વિચારાયલા અર્થોનો બુદ્ધિવડે આ લોકમા નિશ્ચય કરવામા આવે છે.[૨૪]

बुद्धिर्हि व्यवसायेन लक्ष्यते नात्र संशयः ।
लक्षणं मनसो ध्यानमव्यक्तं साधुलक्षणम् ॥ २५ ॥
प्रवृत्तिलक्षणो योगो ज्ञानं संन्यासलक्षणम् ।
तस्माज्ज्ञानं पुरस्कृत्य संन्यसेदिह बुद्धिमान् ॥ २६ ॥
संन्यासी ज्ञानसंयुक्तः प्राप्नोति परमां गतिम् ।
अतीतो द्वंद्वमभ्येति तमोमृत्युजरातिगः ॥ २७ ॥

કારણ કે બુદ્ધિ (આ આમ જ છે એ પ્રકારે) નિશ્ચય કરવાથી જણાય છે એનો અત્રે સશય જ નથી મનનુ લક્ષણ ધ્યાન છે (લોકદૃષ્ટિએ, શાસ્ત્રદૃષ્ટિએ વા અનુભવથી જાણેલા વિષયને ફરીફરીને સમજવાને હશે કે ન હશે એવો વિવાદ કરવો, તે મનનુ લક્ષણ છે), સાધુ પુરુષનુ લક્ષણ અવ્યક્ત છે (બીજા કોઈથી બતાવાતુ નથી, કારણ કે તેઓ બહાર દેખાવ કરતા નથી)[૨૫] યોગનુ લક્ષણ પ્રવૃત્તિ છે, સન્યાસનુ લક્ષણ જ્ઞાન છે, તેટલા માટે જ્ઞાનને આગળ કરીને બુદ્ધિમાન્ પુરુષ આલોકમા સન્યાસી થાય છે[૨૬] જ્ઞાનવાળો સન્યાસી પરમ ગતિને પામે છે, તેમ જ વિરુદ્ધ દ્વન્દ્વ ગુણોને પાર પામેલો તથા તમસ, મૃત્યુ અને જરાને પાર પહોંચેલો પણ પરમ ગતિને પામે છે[૨૭]

धर्मलक्षणसंयुक्तमुक्तं वो विधिवन्मया ।
गुणानां ग्रहणं सम्यग्वक्ष्याम्यहमतः परम् ॥ २८ ॥

पार्थिवो यत्सुगंधो वै घ्राणेन हि स गृह्यते ।
घ्राणस्थश्च तथा वायुर्गंधज्ञाने विधीयते ॥ २९ ॥
अपां धातू रसो नित्यं जिह्वया स तु गृह्यते ।
जिह्वास्थश्च तथा सोमो रसज्ञाने विधीयते ॥ ३० ॥

આથી તે ધર્મના લક્ષણવાળુ જે છે, તે વિધિપૂર્વક મેં તમને કહ્યુ છે હવે પછી હું (ઇન્દ્રિયવડે) ગુણ ગ્રહણ કરવા વિષે બરાબર કહીશ [૨૮] સુગધ જે પૃથિવીનો વિષય છે, તે ઘ્રાણ (નાસિકા) ઇદ્રિયથી ગ્રહણ કરાય છે, અને નાકમા રહેલો વાયુનો, ગધનુ જ્ઞાન લેવામા ઉપયોગ થાય છે [૨૯] જળનો ધાતુ (સર) રસ છે, તે નિત્ય જિભવડે ગ્રહણ કરાય છે, અને જિહ્વામા રહેલો (અધિષ્ઠાતા દેવ) સોમરસનુ જ્ઞાન લેવામા સહાયતા કરે છે [૩૦]

ज्योतिषश्च गुणो रूपं चक्षुषा तच्च गृह्यते ।
चक्षुःस्थश्च सदाऽऽदित्यो रूपज्ञाने विधीयते ॥ ३१ ॥
वायव्यस्तु सदा स्पर्शस्त्वचा प्रज्ञायते च सः ।
त्वक्स्थश्चैव सदा वायुः स्पर्शने स विधीयते ॥ ३२ ॥
आकाशस्य गुणो ह्येष श्रोत्रेण च स गृह्यते ।
श्रोत्रस्थाश्च दिशः सर्वाः शब्दज्ञाने प्रकीर्तिताः ॥ ३३ ॥

જ્યોતિ (પ્રકાશ)ના ગુણ રૂપ (રગ) છે, અને તે ચક્ષુવડે જણાય છે, અને આખમા રહેલો આદિત્ય (સૂર્ય) નિત્ય રૂપનુ જ્ઞાન લેવામા સહાય કરે છે [૩૧] વાયુનો ગુણ સ્પર્શ છે અને તે ત્વચા (ચામડી) વડે જણાય છે, અને ચામડીમા રહેલો વાયુ હમેશા સ્પર્શ કરવામા સહાય કરે છે [૩૨] આકાશનો ગુણ (શબ્દ) છે, તે શ્રોત્ર ઇદ્રિયથી ગ્રહણ થાય છે અને કાનમા રહેલી સર્વ દિશાઓ શબ્દજ્ઞાન થવામા સહાય કરે છે [૩૩]

मनसश्च गुणश्चिंता प्रज्ञया स तु गृह्यते ।
हृदिस्थश्चेतनो धातुर्मनोज्ञाने विधीयते ॥ ३४ ॥
बुद्धिरध्यवसायेन ज्ञानेन च महांस्तथा ।
निश्चित्य ग्रहणाद्व्यक्तमव्यक्तं नात्र संशयः ॥ ३५ ॥
अलिंगग्रहणो नित्यः क्षेत्रज्ञो निर्गुणात्मकः ।
तस्मादलिंगः क्षेत्रज्ञः केवलं ज्ञानलक्षणः ॥ ३६ ॥

મનનો ગુણ ચિંતા છે અને તે પ્રજ્ઞા (બુદ્ધિ)વડે ગ્રહણ થાય છે, અને હૃદયમા રહેલો ચેતનરૂપી ગુણ મનનુ જ્ઞાન લેવામા (મનને સમજવામા) મદદ કરે છે [૩૪] બુદ્ધિ અધ્યવસાય (નિશ્ચળતા)વડે અને મહાન્ (બ્રહ્મ) જ્ઞાનથી જણાય છે આ પ્રમાણે (ગુણ) ગ્રહણ કરીને વ્યક્ત અને અવ્યક્તનો નિશ્ચય કરવો, એમા કંઈ સશય નથી [૩૫] તે ક્ષેત્રજ્ઞ લિંગ (ચિહ્ન) ગ્રહણ કરતો નથી, નિત્ય છે અને નિર્ગુણાત્મક છે, માટે અલિંગ (ચિહ્ન વગરનો), ગુણ વગરનો તે ક્ષેત્રજ્ઞ કેવળ જ્ઞાનરૂપ છે [૩૬]

अव्यक्तं क्षेत्रमुद्दिष्टं गुणानां प्रभवाप्यय ।
सदा पश्याम्यहं लीनो विजानामि शृणोमि च ॥ ३७ ॥
पुरुषस्तद्विजानीते तस्मात्क्षेत्रज्ञ उच्यते ।
गुणवृत्तं तथा वृत्तं क्षेत्रज्ञः परिपश्यति ॥ ३८ ॥
आदिमध्यावसानांतं सृज्यमानमचेतनं ।
न गुणा विदुरात्मानं सृज्यमानाः पुनः पुनः ॥ ३९ ॥

અવ્યક્તને ક્ષેત્ર કહેવામા આવે છે, તેમા ગુણની ઉત્પત્તિ થાય છે અને લય થાય છે; હુ નિત્ય લીન થયેલાને જોઉં છુ, જાણું છુ અને સાભળુ છુ [૩૭] પુરુષ તેને જાણે છે, તેટલા માટે

તે ક્ષેત્રજ્ઞ કહેવાય છે ક્ષેત્રજ્ઞ ગુણોની ક્રિયા તથા સકોચ (લય) સર્વ રીતે જુવે છે[૩૮] વારવાર ઉત્પન્ન થતા ગુણો આદિ, મધ્ય અને અવસાનવાળા, ઉત્પત્તિ અને લયના ગુણવાળા, ચેતન વગ-રના પોતાના સ્વરૂપ(આત્મા)ને ઓળખતા નથી.[૩૯]

न सत्यं विंदते कश्चित्क्षेत्रज्ञस्त्वेव विंदति ।
गुणानां गुणभूतानां यत्परं परमं महत् ॥ ४० ॥
तस्माद्गुणाश्च सत्त्वं च परित्यज्येह धर्मवित् ।
क्षीणदोषो गुणातीतः क्षेत्रज्ञं प्रविशत्यथ ॥ ४१ ॥
निर्द्वंद्वो निर्नमस्कारो निःस्वाहाकार एव च ।
अचलश्चानिकेतश्च क्षेत्रज्ञः स परो विभुः ॥ ४२ ॥

*इति श्रीमहाभारते आश्वमेधिके पर्वणि अनुगीतापर्वणि*
*गुरुशिष्यसवादे अष्टाविंशोऽध्याय ॥ २८ ॥*

કોઈ પણ સત્ય(આત્મા)ને જાણતો નથી, માત્ર ક્ષેત્રજ્ઞ જ ગુણ અને ગુણભૂતોના કરતા જે શ્રેષ્ઠ છે, જે પરમ મહત્‌રૂપે છે તેને જાણે છે[૪૦] તેટલા માટે આ લોકમા ધર્મને જાણવાવાળો, જેના દોષો ક્ષીણ થયા છે એવો અને જે ગુણોના પારને પહોંચી ગયો છે એવો, ગુણો તથા સત્વ(બુદ્ધિ)નો ત્યાગ કરીને, ક્ષેત્રજ્ઞમા પ્રવેશ કરે છે[૪૧] પરસ્પર વિરુદ્ધ દ્વન્દ્વ ગુણરહિત, કોઈને નમસ્કાર ન કરવાવાળો, સ્વાહાકાર વિનાનો, અચલ અને અનિકેત (સ્થાન વિનાનો) એવો ક્ષેત્રજ્ઞ તે મોટો પ્રભુ છે[૪૨]

इति श्रीमहाभारतमा आश्वमेधिकपर्वमा अनुगीतापर्वविषे 'गुरु शिष्य सवाद' ए नामनो अध्याय २८ मो सपूर्ण

——•◦◦◦•——

## અધ્યાય ૨૯ મો

### આદિ કોણ છે?

ब्रह्मोवाच–यदादिमध्यपर्यंतं ग्रहणोपायमेव च ।
नामलक्षणसंयुक्तं सर्वं वक्ष्यामि तत्त्वतः ॥ १ ॥
अहः पूर्वं ततो रात्रिर्मासाः शुक्लादयः स्मृताः ।
श्रवणादीनि ऋक्षाणि ऋतवः शिशिरादयः ॥ २ ॥
भूमिरादिस्तु गंधाना रसानामाप एव च ।
रूपाणां ज्योतिरादित्यः स्पर्शाना वायुरुच्यते ॥ ३ ॥

બ્રહ્મા કહે છે–જે આદિ, મધ્ય અને અંતવાળુ છે, જેમા ગ્રહણ કરવાનો ઉપાય છે, જે નામ અને લક્ષણવાળુ છે, તે સર્વ હુ બરાબર કહીશ[૧] પહેલા દિવસ અને પછી રાત્રિ છે, મહિનાઓનો આરભ શુકલ પક્ષથી થાય છે, નક્ષત્રોનો આરભ શ્રવણથી છે, અને ઋતુઓનો આરભ શિશિરથી થાય છે[૨] ગધમા ભૂમિ પ્રથમ છે અને રસમા જળ પ્રથમ છે, રૂપોમા જ્યોતિ એટલે આદિત્ય, અને સ્પર્શોમા વાયુ આદિ કહેવાય છે[૩]

शब्दस्यादिस्तथाकाशमेष भूतकृतो गुणः ।
अतः परं प्रवक्ष्यामि भूतानामादिमुत्तमम् ॥ ४ ॥
आदित्यो ज्योतिषामादिरग्निर्भूतादिरुच्यते ।
सावित्री सर्वविद्यानां देवतानां प्रजापतिः ॥ ५ ॥
ओंकारः सर्ववेदानां वचसा प्राण एव च ।
यदस्मिन्नियतं लोके सर्वं सावित्रिरुच्यते ॥ ६ ॥

શબ્દનો આદિ આકાશ છે આ સર્વે ભૂતોના ગુણ છે હવેથી હું ભૂતોમા જે પ્રથમ ને ઉત્તમ છે, તે કહું છુ[૪] જ્યોતિમા

આદિત્યને આદિ કહે છે, ભૂતોમા અગ્નિને આદિ કહે છે, સર્વ વિદ્યાઓમા સાવિત્રી દેવતાઓમા પ્રજાપતિ,[૫] સર્વ વેદોમા ઓંકાર, અને વચનોમા પ્રાણ આદિ છે આ લોકમા જે સર્વ જેના વિશે રહેલુ છે તે સવિતા બ્રહ્મ, સર્વના ઉપાસ્ય દેવ છે (અર્થાત્ ઉપાસ્ય દેવોમા આદિ દેવ સવિતા છે)[૬]

गायत्री च्छंदसामादिः प्रजानां सर्ग उच्यते ।
गावश्चतुष्पदामादिर्मनुष्याणां द्विजातयः ॥ ७ ॥
श्येनः पतत्रिणामादिर्यज्ञानां हुतमुत्तमं ।
सरीसृपाणा सर्वेषां ज्येष्ठः सर्पो द्विजोत्तमाः ॥ ८ ॥
कृतमादिर्युगानां च सर्वेषा नात्र संशयः ।
हिरण्यं सर्वरत्नानामोषधीनां यवास्तथा ॥ ९ ॥
सर्वेषा भक्ष्यभोज्यानामन्न परममुच्यते ।
द्रवाणां चैव सर्वेषां पेयानामाप उत्तमाः ॥ १० ॥

છદોમા ગાયત્રી આદિ છે, પ્રજાનો સર્ગ તે (આદિ) કાળ કહેવાય છે ચોપગાઓમા ગાય અને મનુષ્યોમા દ્વિજાતિ આદિ છે[૭] પાખવાળાઓમા શ્યેન (બાજ) પક્ષી, યજ્ઞોમા ઉત્તમ બળિદાન, અને હે દ્વિજોમા ઉત્તમ! પેટે ચાલનારા સર્વ પ્રાણીઓમા સર્પ શ્રેષ્ઠ છે[૮] સર્વ યુગોમા કૃતયુગ આદિ યુગ છે, એમા સશય નથી સર્વ રત્નોમા હિરણ્ય (સોનુ), ઓષધિઓમા યવ(જવ),[૯] અને સર્વ ભક્ષ્ય અને ભોજ્ય પદાર્થોમા અન્ન શ્રેષ્ઠ છે, અને સર્વ પ્રવાહી પેયોમા આપ (જળ) ઉત્તમ છે[૧૦]

स्थावराणा तु भूताना सर्वेषामविशेषतः ।
ब्रह्मक्षेत्रं सदा पुण्यं प्लक्षः प्रथमतः स्मृतः ॥ ११ ॥

अहं प्रजापतीनां च सर्वेषां नात्र संशयः ।
मम विष्णुरचिंत्यात्मा स्वयंभूरिति स स्मृतः ॥ १२ ॥
पर्वतानां महामेरुः सर्वेषामग्रजः स्मृतः ।
दिशां च प्रदिशां चोर्ध्वं दिक्पूर्वा प्रथमा तथा ॥ १३ ॥

સર્વ સ્થાવર ભૂતોમા, કંઈ પણ વિશેષ વિના, બ્રહ્મક્ષેત્ર મહા પુણ્યવાળુ છે, અને પ્લક્ષ (અજીરના ઝાડને) સૌથી પ્રથમ ગણેલુ છે[11] સર્વ પ્રજાપતિઓમા હું 'અહમ્' પ્રથમ છુ, એમા શક નથી મારા કરતા વિષ્ણુ શ્રેષ્ઠ છે તે અચિંત્ય આત્માવાળો છે. તે સ્વયભૂ કહેવાય છે[12] સર્વે પર્વતોમા મહાન્ મેરુ સર્વથી પ્રથમ જન્મેલો કહેવાય છે દિશાઓ અને દિશાઓના ખૂણાઓમા પૂર્વની દિશાને પ્રથમ જન્મેલી કહે છે[13]

तथा त्रिपथगा गंगा नदीनामग्रजा स्मृता ।
तथा सरोदपानानां सर्वेषां सागरोऽग्रजः ॥ १४ ॥
देवदानवभूतानां पिशाचोरगरक्षसाम् ।
नरकिन्नरयक्षाणां सर्वेषामीश्वरः प्रभुः ॥ १५ ॥
आदिर्विश्वस्य जगतो विष्णुर्ब्रह्ममयो महान् ।
भूतं परतरं यस्मात्त्रैलोक्ये नेह विद्यते ॥ १६ ॥

નદીઓમા સ્વર્ગની ગગા સૌથી પ્રથમ જન્મેલી છે સર્વ સરોવર અને કૂવાઓમા સાગર પ્રથમ છે[14] દેવ, દાનવ અને ભૂતોમા, પિશાચ, ઉરગ (સર્પ) અને રાક્ષસોમા, અને નર, કિન્નર, અને યક્ષોમા આ સર્વેમા ઈશ્વર પ્રભુ છે[15] વિશ્વનો આદિ, જગતના કરતા મહાન્ વિષ્ણુ બ્રહ્મમય છે આ ત્રૈલોકયમા એનાથી મોટુ ભૂત કોઈ પણ નથી[16]

आश्रमाणां च सर्वेषां गार्हस्थ्यं नात्र संशयः ।
लोकानामादिरव्यक्तं सर्वस्यांतस्तदेव च ॥ १७ ॥
अहान्यस्तमयातानि उदयाता च शर्वरी ।
सुखस्यांतं सदा दुःखं दुःखस्यांतं सदा सुखम् ॥ १८ ॥
सर्वे क्षयांता निचयाः पतनांताः समुच्छ्रयाः ।
संयोगाश्च वियोगाता मरणातं च जीवितम् ॥ १९ ॥

સર્વે આશ્રમોમા ગૃહસ્થનો આશ્રમ શ્રેષ્ઠ છે, એમા સશય નથી લોકોનો આદિ અવ્યક્ત (પ્રકૃતિ) છે, અને સર્વનો અત પણ તે જ છે,[૧૭] દિવસો અસ્તના અતવાળા છે અને શર્વરી (રાત્રિ) ઉદયના અતવાળી છે સુખનો અત સદા દુ ખ છે અને દુ ખનો અત સદા સુખ છે[૧૮] સર્વે સગ્રહો ક્ષયરૂપ અતવાળા છે અને સર્વે સમુચ્છ્રયો (ચઢતીઓ)નો અત પતન છે સયોગોનો અત વિયોગોમા અને જીવનનો અત મરણુમા છે[૧૯]

सर्वं कृतं विनाशांतं जातस्य मरणं ध्रुवम् ।
अशाश्वतं हि लोकेऽस्मिन्सदा स्थावरजगमम् ॥ २० ॥
इष्टं दत्तं तपोऽधीतं व्रतानि नियमाश्च ये ।
सर्वमेतद्विनाशातं ज्ञानस्यातो न विद्यते ॥ २१ ॥
तस्माज्ज्ञानेन शुद्धेन प्रशातात्मा जितेंद्रियः ।
निर्ममो निरहंकारो मुच्यते सर्वपाप्मभिः ॥ २२ ॥

इति श्रीमहाभारते आश्वमेधिके पर्वणि अनुगीतापर्वणि
गुरुशिष्यसवादे एकोनत्रिंशोऽध्याय ॥२९॥

જે કઈ કરેલુ છે તે વિનાશરૂપ અતવાળુ છે અને જન્મેલાનુ મરણુ નક્કી છે આ લોકમા સ્થાવર અને જગમ કોઈ શાશ્વત

(ચિરજીવ)નથી [20] યજ્ઞ, દાન, તપ, અધ્યયન, વ્રતો અને નિયમો એ સર્વે વિનાશરૂપ અંતવાળા છે, પણ જ્ઞાનનો અંત જણાતો નથી [21] તેટલામાટે શુદ્ધ જ્ઞાનથી અતિ શાંત આત્માવાળો, જિતેન્દ્રિય, મમતા વગરનો, અહંકાર વિનાનો મનુષ્ય સર્વ પાપમાંથી મુક્ત થાય છે [22]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वमां "गुरुशिष्य-संवाद"मां 'आदि कोण' ए नामनो अध्याय २९ मो समाप्त

—✲✲✲✲✲✲✲✲—

## અધ્યાય ૩૦ મો

### કાળચક્રનું સ્વરૂપ

ब्रह्मोवाच—बुद्धिसारं मनस्तंभमिंद्रियग्रामबंधनम् ।
महाभूतपरिस्कंधं निवेशपरिवेशनम् ॥ १ ॥
जराशोकसमाविष्टं व्याधिव्यसनसंभवम् ।
देशकालविचारीदं श्रमव्यायामनिःस्वनम् ॥ २ ॥
अहोरात्रपरिक्षेपं शीतोष्णपरिमंडलम् ।
सुखदुःखांतसंश्लेषं क्षुत्पिपासावकीलकम् ॥ ३ ॥

બ્રહ્મા કહે છે -બુદ્ધિરૂપ સાર (બળ)વાળું, મનરૂપી સ્તંભવાળું, ઇન્દ્રિયોના સમૂહરૂપ બંધનવાળું, મહાભૂતરૂપ ચારે બાજુએ સ્કંધવાળું, નિવેશ (ઘર-સ્ત્રી)રૂપી (ચક્રની) ધારવાળું,[1] જરા (વૃદ્ધાવસ્થા) અને શોકથી સારી રીતે ઘેરાયેલું, વ્યાધિ અને વ્યસનને ઉત્પન્ન કરનારું, દેશ અને કાળ પ્રમાણે ફરવાવાળું, શ્રમ અને વ્યાપારરૂપ અવાજ કરવાવાળું,[2] દિવસ અને રાત્રિને ચલાવવાવાળું, તાઢ અને તડકાના ઘેરાવવાળું, સુખ અને દુઃખના સંગવાળું, ક્ષુધા અને પિપાસારૂપ ખીલાઓવાળું,[3]

छायातपविलेखं च निमेषोन्मेषविह्वलम् ।
घोरमोहजलाकीर्णं वर्त्तमानमचेतनम् ॥ ४ ॥
मासार्धमासगणितं विषमं लोकसंचरम् ।
तमो नियमपंकं च रजो वेगप्रवर्त्तकम् ॥ ५ ॥
महाहंकारदीप्तं च गुणसंजातवर्त्तनम् ।
अरतिग्रहणानीकं शोकसंहारवर्त्तनम् ॥ ६ ॥

છાયા અને તડકારૂપ આકાવાળુ, આખ ઉઘડે અને બધ થાય તેટલામા વિહ્વળ થનારુ, ઘોર અહિરૂપ જળથી ભરપૂર, નિત્ય ફર્યા જ કરતુ, ચેતન વગરનુ,[૪] મહીના અને અર્ધા મહીનાથી ગણાતુ, વિષમ (વાકુચુકુ થતુ અથવા સ્વરૂપ બદલાતું), લોકોને ઉચે, નીચે ફેરવવાવાળુ, તમરૂપ કીચડના સગ્રહવાળુ, રજોગુણની (નિષિદ્ધ કર્મોમા) પ્રવૃત્તિ કરાવવાવાળુ,[૫] મહાઅહકારથી પ્રદીપ્ત ગુણો (સત્ત્વાદિ) વડે ફર્યા કરતુ, અરતિ(પરિતાપ) રૂપ પટાઓથી બધાયલુ, શોક અને સહાર માટે જ ફર્યા કરતુ,[૬]

क्रियाकारणसंयुक्तं रागविस्तारमायतं ।
लोभेप्सापरिविक्षोभं विचित्राज्ञानसंभवम् ॥ ७ ॥
भयमोहपरीवारं भूतसंमोहकारकम् ।
आनंदप्रीतिचारं च कामक्रोधपरिग्रहम् ॥ ८ ॥
महदादिविशेषांतमसक्तं प्रभवाव्ययम् ।
मनोजवं मनःकांतं कालचक्रं प्रवर्त्तते ॥ ९ ॥

ક્રિયા અને કારણથી સારી રીતે યુક્ત થયેલુ, રાગ(સ્નેહ)થી વિસ્તાર પામનારુ, પહોળુ, લોભ અને તૃષ્ણાથી ખૂબ હાલ્યા કરતુ, વિચિત્ર અજ્ઞાનને પેદા કરનારુ,[૭] ભય અને મોહરૂપ પરિવારવાળુ,

ભૂત (પ્રાણી)ને સમોહ કરાવવાવાળુ, આનદ અને પ્રીતિનો ફેલાવો કરનારુ, કામ અને ક્રોધનો ચારે તરફથી સ્વીકાર કરવાવાળુ,[૮] મહદ આદિ વિશેષોના અતવાળુ, અટકે નહિ એવુ, ઉત્પત્તિ અને લયવાળુ, મનરૂપ વેગવાળુ, મનને પ્રિય લાગે એવુ આ કાળચક્ર ચાલ્યા જ કરે છે[૯]

एतद्द्वंद्वसमायुक्तं कालचक्रमचेतनम् ।
विसृजेत्संक्षिपेच्चापि बोधयेत्सामरं जगत् ॥ १० ॥
कालचक्रप्रवृत्तिं च निवृत्तिं चैव तत्त्वतः ।
यस्तु वेद नरो नित्यं न स भूतेषु मुह्यति॥ ११ ॥
विमुक्तः सर्वसंस्कारैः सर्वद्वंद्वविवर्जितः ।
विमुक्तः सर्वपापेभ्यः प्राप्नोति परमां गतिम् ॥ १२ ॥

વિરોધી દ્વન્દ્વ ગુણવાળુ અને ચેતના વિનાનુ આ કાળચક્ર જગતને ઉત્પન્ન કરે છે, તેનો સકોચ કરે છે, તેને જાગૃત કરે છે અને તેને ઉઘાડે છે[૧૦] કાળચક્રની પ્રવૃત્તિ અને નિવૃત્તિ જે કોઈ માણસ બરાબર જાણે છે, તે ભૂતોમા કદિ મોહ પામતો નથી[૧૧] સર્વ સસ્કારોથી સારી રીતે મુક્ત થયેલો, સર્વ વિરોધી દ્વન્દ્વ ગુણોથી સારી રીતે ત્યજાયેલો, સર્વ પાપોથી પૂર્ણ મુક્ત થયેલો તે પરમ ગતિને પામે છે[૧૨]

गृहस्थो ब्रह्मचारी च वानप्रस्थोऽथ भिक्षुकः ।
चत्वार आश्रमाः प्रोक्ताः सर्वे गार्हस्थ्यमूलकाः ॥ १३ ॥
यः कश्चिदिह लोकेऽस्मिन्नागमः परिकीर्तितः ।
तस्यांतगमनं श्रेयः कीर्तिरेषा सनातनी ॥ १४ ॥
संस्कारैः संस्कृतः पूर्वं यथावच्चरितव्रतः ।
जातौ गुणविशिष्टायां समावर्त्तेत तत्त्ववित् ॥ १५ ॥

ગૃહસ્થ, બ્રહ્મચારી, વાનપ્રસ્થ અને ભિક્ષુક (સન્યાસી) આ ચાર આશ્રમો કહ્યા છે તે સર્વેનુ મૂળ ગૃહસ્થાશ્રમ છે[૧૩] આ લોકમા જે કોઈ આશ્રમ સારી રીતે ગવાયો છે તેના અંતમા પહોંચવુ તે જ શ્રેય છે, એ જ સનાતન કીર્તિ છે[૧૪] પહેલા સસ્કારથી શુદ્ધ થયેલા, યથાર્થ વ્રત પાળવાવાળા, અને ગુણવિશિષ્ટ જાતિમા જન્મેલા તત્ત્વવેત્તાએ (ગુરુને ઘેર) જવુ[૧૫]

स्वदारनिरतो नित्यं शिष्टाचारो जितेंद्रियः ।
पंचभिश्च महायज्ञैः श्रद्दधानो यजेदिह ॥ १६ ॥
देवताऽतिथिशिष्टाशी निरतो वेदकर्मसु ।
इज्याप्रदानयुक्तश्च यथाशक्ति यथासुखम् ॥ १७ ॥
न पाणिपादचपलो न नेत्रचपलो मुनिः ।
न च वागंगचपल इति शिष्टस्य गोचरः ॥ १८ ॥

પોતાની જાતિ ઉપર પ્રેમ રાખનાર, નિત્ય શિષ્ટોનો આચાર પાળનાર, જિતેન્દ્રિય, અને શ્રદ્ધાવાળા પુરુષે પાચ મહાયજ્ઞોવડે દેવોનુ યજન કરવુ[૧૬] પિતા તથા અતિથિને જમાડીને શેષ રહેલુ ખાનારો, વેદ કર્મોમા પ્રેમ રાખનારો, પોતાની શક્તિ પ્રમાણે તથા પોતાને સુખ લાગે તેમ યજ્ઞ કરનારો તથા દાન દેનારો,[૧૭] પોતાના હાથને તથા પગને સારી રીતે તેજ રાખનાર, પોતાના નેત્રને અતિ ચપળ રાખનાર, પોતાની વાણી તથા અગને યોગ્ય રીતે ચલાવનાર મુનિ પરમાત્માનુ મનન કરનાર શિષ્ટ પુરુષ કહેવાય છે આ શિષ્ટ પુરુષનુ લક્ષણ છે[૧૮]

नित्यं यज्ञोपवीती स्याच्छुक्लवासाः शुचिव्रतः ।
नियतो यमदानाभ्यां सदा शिष्टैश्च संविशेत् ॥ १९ ॥

जितशिश्नोदरो मैत्रः शिष्टाचारसमन्वितः ।
वैणवीं धारयेद्यष्टिं सोदकं च कमंडलुम् ॥ २० ॥
अधीत्याध्यापनं कुर्यात्तथा यजनयाजने ।
दानं प्रतिग्रहं वापि षड्गुणा वृत्तिमाचरेत् ॥ २१ ॥

માણસે હુમેશા યજ્ઞોપવીત ધારણ કરવુ, સફેત વસ્ત્ર પહેરવા, પવિત્ર વ્રત પાળવુ, યમ અને દાનવડે નિયમમા રહેવુ, અને શિષ્ટ પુરુષો સાથે નિત્ય બેસવુ, શિશ્ન અને ઉદરને જિતવા, મૈત્રી કરવી, શિષ્ટાચાર પાળવો, વાસનો દડ તથા પાણીથી ભરેલુ કમડળ લેવુ,[૧૯–૨૦] વેદ ભણવો તથા ભણાવવો, તેમ જ યજ્ઞ કરવો અને કરાવવો, તથા દાન લેવુ અને દાન આપવુ, આ છ ગુણોવાળી •વૃત્તિ ( જીવન ) આચરવી[૨૧]

त्रीणि कर्माणि जानीत ब्राह्मणानां तु जीविका ।
याजनाध्यापने चोभे शुद्धाच्चापि प्रतिग्रहः ॥ २२ ॥
अथ शेषाणि चान्यानि त्रीणि कर्माणि यानि तु ।
दानमध्ययनं यज्ञो धर्मयुक्तानि तानि तु ॥ २३ ॥
तेष्वप्रमादं कुर्वीत त्रिषु कर्मसु धर्मवित् ।
दांतो मैत्रः क्षमायुक्तः सर्वभूतसमो मुनिः ॥ २४ ॥
सर्वमेतद्यथाशक्ति विप्रो निर्वर्त्तयन् शुचिः ।
एवं युक्तो जयेत्स्वर्गं गृहस्थः संशितव्रतः ॥ २५ ॥

इति श्रीमहाभारते आश्वमेधिके पर्वणि अनुगीतापर्वणि
गुरुशिष्यसंवादे त्रिंशोऽध्यायः ॥ ३० ॥

આમાના ત્રણ કર્મો યજ્ઞ કરાવવો, અધ્યાપન કરાવવુ, અને શુદ્ધ (પવિત્ર) માણસ પાસેથી પ્રતિગ્રહ કરવો, એને બ્રાહ્મણોની

જીવિકા જાણવી,[२२] અને દાન આપવુ, અધ્યયન કરવુ અને યજ્ઞ કરવો આ ત્રણ કર્મો છે તે તેના ધર્મકર્મો જાણવા[२३] ધર્મને જાણવાવાળા, દાત (દમવાળા), સર્વ પ્રાણીઓની સાથે મૈત્રીભાવ રાખનારા, ક્ષમાવાળા, સર્વભૂત પ્રતિ સમભાવ રાખનારા મુનિએ આ ત્રણ કર્મ કરવા વિશે કદિ પણ પ્રમાદ કરવો નહિ[२४] આવા ગુણોવાળો અને યથાશક્તિ આ સર્વ પાળનારો, સખત વ્રત પાળનારો ને પવિત્ર ગૃહસ્થાશ્રમી વિપ્ર સ્વર્ગ મેળવે છે[२५]

इति श्रीमहाभारतमा आश्वमेधिकपर्वमा अनुगीतापर्वमा "गुरुशिष्य सवाद"मा 'काळचक्रनु स्वरूप' ए नामनो अध्याय ३० मो सपूर्ण

## અધ્યાય ૩૧ મો

### બ્રહ્મચારીના વ્રતો

ब्रह्मोवाच–एवमेतेन मार्गेण पूर्वोक्तेन यथाविधि ।
अधीतवान् यथाशक्ति तथैव ब्रह्मचर्यवान् ॥ १ ॥
स्वधर्मनिरतो विद्वान्सर्वेंद्रिययतो मुनिः ।
गुरोः प्रियहिते युक्तः सत्यधर्मपरः शुचिः ॥ २ ॥
गुरुणा समनुज्ञातो भुंजीतान्नमकुत्सयन् ।
हविष्यभैक्ष्यभुक्त्वापि स्थानासनविहारवान् ॥ ३ ॥

બ્રહ્મા કહે છે –આ પ્રમાણે પૂર્વે કહેલા આ માર્ગ પ્રમાણે યથાવિધિ તથા યથાશક્તિ અધ્યયન કરનાર, બ્રહ્મચર્ય વ્રત પાળનાર,[१] પોતાના ધર્મમા પ્રેમ રાખનાર, વિદ્યાવાન્, સર્વ ઈન્દ્રિયોને નિયમમા રાખનાર, મુનિ, ગુરુનુ પ્રિય અને હિત કરવામા યુક્ત, સત્યરૂપ ધર્મપરાયણ તથા પવિત્ર, એવા મનુષ્યે[२] ગુરુની સારી રીતે આજ્ઞા લઈને, અન્નનો તિરસ્કાર કર્યા વિના (પૂજન કરીને) અન્ન

ખાવું, હવિષ્યરૂપ ભિક્ષા માગીને આણેલુ અન્ન ખાવુ, એક સ્થાન ઉપર આસન લગાવીને બેસવુ અથવા તો વિહાર કરવો.[૩]

द्विकालमग्निं जुह्वानः शुचिर्भूत्वा समाहितः ।
धारयीत सदा दंड बैल्वं पालाशमेव वा ॥ ४ ॥
क्षौमं कार्पासिकं चापि मृगाजिनमथापि वा ।
सर्वं काषायरक्तं वा वासो वाऽपि द्विजस्य ह ॥ ५ ॥
मेखला च भवेन्मौजी जटी नित्योदकस्तथा ।
यज्ञोपवीती स्वाध्यायी अलुब्धो नियतव्रतः ॥ ६ ॥

(નિત્ય સ્નાન કરી) પવિત્ર થઈ સાવધાન થઈ સવારે તથા સાયકાળે અગ્નિમા હોમ કરવો અને સદા બિલીનો અથવા ખાખરાનો દડ હાથમા ધારણ કરવો[૪] અળસીનુ, સુતરનુ અથવા તો મૃગના ચામડાનુ અથવા સઘળું કાષાય (ભગવુ) રંગેલુ વસ્ત્ર બ્રાહ્મણે પહેરવુ,[૫] મુંજ નામના ઘાસની મેખલા પહેરવી, માથે જટા રાખવી, અને નિત્ય સ્નાન કરવુ, યજ્ઞોપવીત પહેરવુ, સ્વાધ્યાય કરવો, લોભ કરવો નહિં, અને ઠરાવેલા વ્રતો પાળવા,[૬]

पूताभिश्च तथैवाद्भिः सदा दैवततर्पणम् ।
भावेन नियतः कुर्वन्ब्रह्मचारी प्रशस्यते ॥ ७ ॥
एवं युक्तो जयेल्लोकान्वानप्रस्थो जितेंद्रियः ।
न संसरति जातीषु परमं स्थानमाश्रितः ॥ ८ ॥
संस्कृतः सर्वसंस्कारैस्तथैव ब्रह्मचर्यवान् ।
ग्रामान्निष्क्रम्य चारण्ये मुनिः प्रव्राजितो वसेत् ॥ ९ ॥

તથા પવિત્ર જળથી હમેશા દેવતાઓનુ તર્પણ કરવુ આ સર્વ ભાવથી નિયમ પાળીને વર્તનારા બ્રહ્મચારીની અતિ પ્રશસા

થાય છે[७] આ પ્રમાણે (ગુણ) યુક્ત થયેલો, જિતેન્દ્રિય વાનપ્રસ્થ પુરુષ (સર્વ) લોકોને જિતી લે છે, અને પરમ સ્થાનનો આશ્રય મળ્યા પછી (કોઈપણ) જાતિઓમા સરી પડતો નથી (જન્મતો નથી) [८] તેમ જ સર્વ સસ્કારોથી સસ્કારી (શુદ્ધ) થયેલો બ્રહ્મચારી પણ (જન્મ પામતો નથી) સર્વનો ત્યાગ કરનારા મુનિએ ગામમાથી બહાર નીકળીને અરણ્યમા વાસ કરવો [९]

चर्मवल्कलसंवासी सायं प्रातरुपस्पृशेत् ।
अरण्यगोचरो नित्यं न ग्रामं प्रविशेत्पुनः ॥ १० ॥
अर्चयन्नतिथीन्काले दद्याच्चापि प्रतिश्रयम् ।
फलपत्रावरैर्मूलैः श्यामाकेन च वर्त्तयन् ॥ ११ ॥

ચર્મ તથા વલ્કલ ધારણ કરવા, સવારસાજ ઉદકસ્પર્શ કરવો, અરણ્યમા વાસ કરવો અને ફરીથી ગ્રામમા પ્રવેશ કરવો નહિ,[१०] અતિથિઓની પૂજા કરીને યોગ્ય સમયે આશ્રય પણ આપવો, અને પોતે ફળ, પાન, મૂળ, અને શ્યામા (એક જાતનુ અનાજ) ઉપર જીવવુ [११]

प्रवृत्तमुदकं वायुं सर्वं वानेयमाश्रयेत् ।
प्राश्नीयादानुपूर्वेण यथादीक्षमतंद्रितः ॥ १२ ॥
समूलफलभिक्षाभिरर्चेदतिथिमागतम् ।
यद्भक्ष्यं स्यात्ततो दद्याभिक्षा नित्यमतंद्रितः ॥ १३ ॥
देवताऽतिथिपूर्वं च सदा प्राश्नीत वाग्यतः ।
अस्पर्धितमनाश्चैव लघ्वाशी देवताश्रयः ॥ १४ ॥

જે પાણી મળે તે પાણી, વાયુ, અને વનની પેદાશનો આશ્રય લેવો, તેણે પોતાની દીક્ષા (વ્રત) પ્રમાણે, ગફલતી કર્યા વિના,

અનુક્રમે ભોજન કરવું[૧૨] (ઘેર) આવેલા અતિથિનું કંદ, ફળ, ભિક્ષા (અન્ન) વગેરે આપીને પૂજન કરવું, તથા તેણે, ગફલતી કર્યા વિના, જે કંઈ ભક્ષ્ય હોય, તેમાથી ભિક્ષા આપવી,[૧૩] વાણીને નિયમમા રાખીને, દેવતા અને અતિથિને પ્રથમ જમાડીને પછી પોતે નિત્ય જમવુ, મનમા સ્પર્ધા (હરિફાઈ) કરવી નહિ, હલકુ ભોજન કરવુ, દેવતાઓનો આશ્રય (ભરોંસો) કરવો,[૧૪]

दांतो मैत्रः क्षमायुक्तः केशान् श्मश्रु च धारयन् ।
जुह्वान्स्वाध्यायशीलश्च सत्यधर्मपरायणः ॥ १५ ॥
शुचिदेहः सदा दक्षो वननित्यः समाहितः ।
एवं युक्तो जयेत्स्वर्गं वानप्रस्थो जितेंद्रियः ॥ १६ ॥

મન ને ઇંદ્રિયોનુ દમન કરનાર, સર્વ સાથે મિત્રતા રાખનાર, ક્ષમાવાળો, કેશ (જટા) અને શ્મશ્રુ (દાઢીમૂછ) રાખવાવાળો, યજ્ઞ કરનારો, સ્વાધ્યાયશીલ, સત્યધર્મપરાયણ,[૧૫] પવિત્ર દેહવાળો, સદા દક્ષ (કુશળ), નિત્ય વનમા રહેનાર, અને સાવધાન, આવા ગુણોથી યુક્ત જિતેન્દ્રિય વાનપ્રસ્થ સ્વર્ગ લોકને જિતે છે[૧૬]

गृहस्थो ब्रह्मचारी च वानप्रस्थोऽथ वा पुनः ।
य इच्छेन्मोक्षमास्थातुमुत्तमां वृत्तिमाश्रयेत् ॥ १७ ॥
अभयं सर्वभूतेभ्यो दत्वा नैष्कर्म्यमाचरेत् ।
सर्वभूतसुखो मैत्रः सर्वेंद्रिययतो मुनिः ॥ १८ ॥
अयाचितमसंक्लृप्तमुपपन्नं यदृच्छया ।
कृत्वा प्राह्णे चरेद्भैक्ष्यं विधूमे भुक्तवज्जने ॥ १९ ॥

ગૃહસ્થ, બ્રહ્મચારી અથવા વાનપ્રસ્થ જે કોઈ મોક્ષ મેળવવાની ઇચ્છા કરે, તેણે ઉત્તમ વૃત્તિ (જીવન) નો આશ્રય કરવો[૧૭]

સર્વ પ્રાણીઓને અભય (દાન) આપીને કોઈ પણ કર્મ ન કરવાનુ વ્રત લેવુ, સર્વ પ્રાણીને સુખ આપવુ, સર્વ સાથે મૈત્રી કરવી, સર્વ ઇન્દ્રિયોને નિયમમા રાખવી, અને મુનિવ્રત લેવુ ૧૮ યાચના કર્યા વગર મળેલુ, સંકલ્પ (ઇચ્છા) કર્યા વિના મળેલુ, પોતાની મેળે મળેલુ એવા અન્ન ઉપર આધાર રાખવો, સહુવારનુ કાર્ય લોકો કરી રહ્યા હોય, ચૂલામાથી ધૂમાડો નીકળતો ન હોય (અર્થાત્ અગ્નિ ઠારી નાખ્યો હોય), અને લોકોએ ખાઈ લીધુ હોય, તે પછી સન્યાસીએ ભિક્ષા માગવા જવુ ૧૯

वृत्ते शरावसंपाते भैक्ष्यं लिप्सेत मोक्षवित् ।
लाभेन च न हृष्येत नालाभे विमना भवेत् ॥
न चाति भिक्षां भिक्षेत केवलं प्राणयात्रिकः ॥ २० ॥
यात्रार्थी कालमाकांक्षंश्चरेद्भैक्ष्यं समाहितः ।
लाभं साधारणं नेच्छेन्न भुंजीताभिपूजितः ॥ २१ ॥

જ્યારે રાધવાના વાસણો ધોઈ સાફ કરીને ઉધા વાળ્યા હોય, તે સમયે મોક્ષને જાણનારા (સન્યાસી)એ ભિક્ષા માગવાની ઇચ્છા કરવી લાભ થાય (ભિક્ષા મળે) તો હર્ષ માનવો નહીં, અને લાભ ન થાય તો દુ ખ માનવુ નહિ વળી અતિભિક્ષા પણ માગવી નહિં, માત્ર પોતાનો પ્રાણ ટકી રહે તેટલુ જ માગવુ ૨૦ પોતાના પ્રાણ ટકાવવાની ઇચ્છાવાળા, યોગ્ય સમયની રાહ જોનારા સન્યાસીઓએ, સાવધાન થઇને ભિક્ષાવૃત્તિ કરવી, (બીજાની સાથે) સાધારણ લાભ (ભાગ) મેળવવાની તેણે ઇચ્છા કરવી નહિં, જ્યા સામી પૂજા થતી હોય ત્યા ભોજન કરવુ નહિં,૨૧

अभिपूजितलाभाद्धि विजुगुप्सेत भिक्षुकः ।
भुक्तान्यन्नानि तिक्तानि कषायकटुकानि च ॥ २२ ॥

नास्वादयीत भुञ्जानो रसांश्च मधुरांस्तथा ।
यात्रामात्रं च भुञ्जीत केवलं प्राणधारणम् ॥ २३ ॥
असंरोधेन भूतानां वृत्तिं लिप्सेत मोक्षवित् ।
न चान्यमन्नं लिप्सेत भिक्षमाणः कथंचन ॥ २४ ॥

કારણ કે સામી પૂજાપૂર્વક થનારા લાભનો ભિક્ષુકોએ તિરસ્કાર કરવો કોઈનુ ખાધેલુ અન્ન, કડવુ અન્ન, કષાયલુ (ખારુ) અન્ન તથા તિખુ અન્ન તથા રસવાળા અને મધુર (મીઠા) અન્નોનો સન્યાસીએ સ્વાદ લેવો નહિ પરતુ યાત્રા કરી શકાય (આવજાવ કરી શકાય) તેટલુ અને કેવળ પ્રાણ ધારણ કરી શકાય તેટલુ જ ખાવુ[૨૧-૨૩] બીજા પ્રાણીઓને પીડા ન થાય, તેમ મોક્ષને જાણવાવાળા (સન્યાસી)એ ભિક્ષાવૃત્તિ કરવી, અને ભિક્ષા લેવા જતા કદિ પણ બીજા ભિક્ષુકના અન્નની ઇચ્છા કરવી નહિ,[૨૪]

न सन्निकाशयेद्धर्मं विविक्ते चारजाश्चरेत् ।
शून्यागारमरण्यं वा वृक्षमूलं नदीं तथा ॥ २५ ॥
प्रतिश्रयार्थं सेवेत पार्वतीं वा पुनर्गुहाम् ।
ग्रामैकरात्रिको ग्रीष्मे वर्षास्वेकत्र वा वसेत् ॥ २६ ॥
अध्वा सूर्येण निर्दिष्टः कीटवच्च चरेन्महीम् ।
दयार्थं चैव भूताना समीक्ष्य पृथिवी चरेत् ॥ २७ ॥

પોતાના ધર્મનો જોરથી નિકાશ (પ્રકાશ) કરવો નહિ, અને એકાતમા રજોગુણરહિત થઈને ફરવુ, શૂન્ય ઘર અથવા અરણ્ય અથવા વૃક્ષનુ મૂળ અથવા નદી,[૨૫] અથવા કોઈ પર્વતની ગુફામા આરામને માટે રહેવુ, ગ્રીષ્મ ઋતુમા એક ગામમા એકજ રાત્રિ રહેવુ, વર્ષા ઋતુમા એકજ જગ્યાએ વાસ કરવો,[૨૬] સૂર્યે બતાવેલા

માર્ગે, એક કીડાની માફક પૃથિવીપર ફરવુ, ભૂતોના પર દયા રાખવાને માટે ચારે તરફ જોઇને પૃથિવીપર ફરવુ,[२७]

संचयांश्च न कुर्वीत स्नेहवासं च वर्जयेत् ।
पूताभिरद्भिर्नित्यं वै कार्यं कुर्वीत मोक्षवित् ॥ २८ ॥
उपस्पृशेदुद्धृताभिरद्भिश्च पुरुषः सदा ।
अहिंसा ब्रह्मचर्यं च सत्यमार्जवमेव च ॥ २९ ॥

કોઈ પણ જાતનો સચય કરવો નહિ, સ્નેહરૂપ વાસનો ત્યાગ કરવો મોક્ષને જાણવાવાળા (સન્યાસી)એ પવિત્ર જળવડે પોતાનુ કાર્ય કરવુ,[२८] પુરુષે સદા (કૂવા, નદી, તળાવાદિમાથી) ઉપર ખેંચેલા પાણીવડે (અર્થાત્ કે ભરી રાખેલા જળમાથી નહિ) ઉદકસ્પર્શ કરવો (અર્થાત્ સ્નાન, આચમનાદિ કરવા) અહિંસા, બ્રહ્મચર્ય, સત્ય, આર્જવ,[२९]

अक्रोधश्चानसूया च दमो नित्यमपैशुनम् ।
अष्टस्वेतेषु युक्तः स्याद्व्रतेषु नियतेंद्रियः ॥ ३० ॥
अपापमशठं वृत्तमजिह्मं नित्यमाचरेत् ।
जोषयेत सदा भोज्यं ग्रासमागतमस्पृहः ॥ ३१ ॥

અક્રોધ (ક્રોધ ન થવો તે), અનસૂયા (ઈર્ષા ન થવી તે), દમ અને નિત્ય અપૈશુન (નિંદા ન કરવી તે), આ આઠ વ્રતો પાળનારો પુરુષ ઇંદ્રિયોને નિયમમા રાખવાવાળો થાય છે[३०] પાપરહિત, શઠતા વગરનુ, પ્રામાણિકતાવાળુ વ્રત માણસે પાળવુ, તથા સદા ગ્રાસરૂપે-કોળિયારૂપે મળેલુ ભોજન કરવુ, પરતુ તેની સ્પૃહા કરવી નહિ[३१]

यात्रामात्रं च भुञ्जीत केवलं प्राणयात्रिकम् ।
धर्मलब्धमथाश्नीयान्न काममनुवर्त्तयेत् ॥ ३२ ॥

શરીરની યાત્રા (નિર્વાહ) થઈ શકે તેટલુ, પ્રાણુની યાત્રા (પ્રાણુનો ટકાવ) થઈ શકે તેટલુ અન્ન ખાવુ, ધર્મથી મળ્યુ હોય તે ખાવુ, પણ કામનાપૂર્વક વર્તવુ (ખાવુ) નહિ [૩૨]

ग्रासादाच्छादनादन्यन्न गृह्णीयात्कथंचन ।
यावदाहारयेत्तावत्प्रतिगृह्णीत नाधिकम् ॥ ३३ ॥
परेभ्यो न प्रतिग्राह्यं न च देयं कदाचन ।
दैन्यभावाच्च भूतानां संविभज्य सदा बुधः ॥ ३४ ॥
नाददीत परस्वानि न गृह्णीयादयाचितः ।
न किंचिद्विषयं भुक्त्वा स्पृहयेत्तस्य वै पुनः ॥ ३५ ॥

ગ્રાસ (ખાવા) જેટલુ અન્ન અને ઓઢવા જેટલા વસ્ત્ર કરતા બીજુ વધારે કદી પણ સગ્રહવુ નહિ જેટલુ આહાર કરી શકાય તેટલુ લેવુ, તેથી વધારે લેવુ નહિ [૩૩] બીજા પાસેથી પ્રતિગ્રહ કરવો નહિ, તેમ કોઈને કદી આપવુ નહિ ડાહ્યા માણસે નિત્ય, પ્રાણીઓની ગરીબી (જોઈને) સરખા વિભાગ પાડવા,[૩૪] પારકાનો માલ ખાઈ જવો નહિ, તેમ પોતે માગ્યા વિના કંઈ લેવુ નહિ કોઈક વિષયનો ભોગ કર્યા પછી તેની ફરીથી ઇચ્છા કરવી નહિ [૩૫]

मृदमापस्तथान्नानि पत्रपुष्पफलानि च ।
असंवृत्तानि गृह्णीयात्प्रवृत्तानि च कार्यवान् ॥ ३६ ॥
न शिल्पजीविकां जीवेद्धिरण्यं नोत कामयेत् ।
न द्वेष्टा नोपदेष्टा च भवेच्च निरुपस्कृतः ॥ ३७ ॥
श्रद्धापूतानि भुञ्जीत निमित्तानि च वर्जयेत् ।
सुधावृत्तिरसक्तश्च सर्वभूतैरसंविदम् ॥ ३८ ॥

માત્ર માટી, જળ, અન્ન, પાદડા, પુષ્પ અને ફળ કે જેને

વિષે કોઇની માલિકી નથી, તે નીચે પડ્યા હોય તે* કાર્ય કરવાની ઇચ્છાવાળાએ લેવા ૩૬ શિલ્પકારનુ જીવન ગાળીને જીવવુ નહિ, સુવર્ણની કામના કરવી નહિ, દ્વેષી થવુ નહિ, ઉપદેશ કરનારા બનવુ નહિ, કોઇનો ઉપકાર લેવો નહિ ૩૭ શ્રદ્ધાવડે પવિત્ર થયેલી વસ્તુ ખાવી, અને નિમિત્તોનો ત્યાગ કરવો, અમૃત જેવી વૃત્તિ રાખવી, કોઇમા આસક્ત થવુ નહિ, અને સર્વ ભૂતોના સબધથી દૂર રહેવુ ૩૮

आशीर्युक्तानि सर्वाणि हिंसायुक्तानि यानि च ।
लोकसंग्रहधर्मं च नैव कुर्यान्न कारयेत् ॥ ३९ ॥
सर्वभावानतिक्रम्य लघुमात्रः परिव्रजेत् ।
समः सर्वेषु भूतेषु स्थावरेषु चरेषु च ॥ ४० ॥

જે સર્વ કર્મો આશિષ (ફળ)વાળા અને હિંસાવાળા છે તે અને લોકસગ્રહને માટે ધર્મ પાળવો નહિ, અને પળાવવો નહિ ૩૯ સર્વ ભાવોનો પાર પામીને, થોડાથી જ સતોષ પામી, સર્વ સ્થાવર અને જગમપર સમદૃષ્ટિ રાખી ચારે બાજુએ ફરતાં રહેવુ ૪૦

परं नोद्वेजयेत्कंचिन्न च कस्यचिदुद्विजेत् ।
विश्वास्य॰ सर्वभूतानामग्र्यो मोक्षविदुच्यते ॥ ४१ ॥
अनागतं च न ध्यायेन्नातीतमनुचिंतयेत् ।
वर्त्तमानमुपेक्षेत कालाकांक्षी समाहितः ॥ ४२ ॥
न चक्षुषा न मनसा न वाचा दूषयेत्क्वचित् ।
न प्रत्यक्षं परोक्षं वा किंचिद्दुष्टं समाचरेत् ॥ ४३ ॥

---

* મુબઇની પ્રતમા 'માટી, જળ અને અન્ન' છે, કલકત્તાની પ્રતમા 'અન્નને' બદલે "પથ્થરા" છે તે યોગ્ય પાઠ છે અન્નની તો માલિકી હોય છે ત્યારે રસ્તામા પડેલા પથ્થરા તથા ઠીકરાની માલિકી હોતી નથી, તે અર્થ વધુ બધ બેસતો છે માટે તે પાઠ સ્વીકાર્યો છે

બીજાને ઉદ્વેગ આપવો નહિ, તેમ બીજાથી ઉદ્વેગ પામવો નહિ જે સર્વ ભૂતોનો વિશ્વાસપાત્ર બને છે, તે સૌથી પ્રથમ મોક્ષ જાણનારો કહેવાય છે[41] જે આવ્યુ નથી તેનો વિચાર કરવો નહિ, જે વહી ગયુ છે તેની ચિંતા પણ કરવી નહિ વર્તમાનની ઉપેક્ષા કરવી અને (સન્યાસીએ) કાળ (એટલે મરણકાળની) આકાક્ષા રાખતા સાવધ થઇને રહેવુ[42] આંખથી, મનથી કે વાચાથી કોઇને કદિ દોષ દેવો નહિ, તેમ જ પ્રત્યક્ષ કે પરોક્ષ (ગુપ્ત) રીતે કઈ પણ દુષ્ટ આચરણ કરવુ નહિ[43]

इंद्रियाण्युपसंहृत्य कूर्मोंगानीव सर्वशः ।
क्षीर्णेद्रियमनोबुद्धिर्निरीहः सर्वतत्त्ववित् ॥ ४४ ॥
निर्द्वंद्वो निर्नमस्कारो निःस्वाहाकार एव च ।
निर्ममो निरहंकारो निर्योगक्षेम आत्मवान् ॥ ४५ ॥

જેમ કાચબો સર્વ તરફથી પોતાના અગોને સકોચાવી દે છે, તેમ ઇન્દ્રિયોનો વિષયોમાથી ઉપસહાર કર્યા પછી જેની ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ ક્ષીણ થયા છે એવો, ચેષ્ટારહિત થયેલા સર્વ તત્ત્વને જાણનારો,[44] સર્વ પ્રકારના વિરુદ્ધ દ્વદ્ધ વગરનો, કોઇને નમસ્કાર નહિ કરનાર, અને સ્વાહાકારનો ત્યાગ કરનારો, મમતા વગરનો, અહકાર વિનાનો, યોગ અને ક્ષેમ વિનાનો, આત્માનુ હિત ઇચ્છનારો,[45]

निराशीर्निर्गुणः शांतो निरासक्तो निराश्रयः ।
आत्मसंगी च तत्त्वज्ञो मुच्यते नात्र संशयः ॥ ४६ ॥
अपादपाणिपृष्ठ तदाशिरस्कमनूदरम् ।
प्रहीणगुणकर्माणं केवलं विमलं स्थिरम् ॥ ४७ ॥
अगंधमरसस्पर्शमरूपाशब्दमेव च ।
अनुगम्यमनासक्तममांसमपि चैव यत् ॥ ४८ ॥

આશા વિનાનો, નિર્ગુણ, શાંત, આસક્તિ વિનાનો, આશ્રય વિનાનો, આત્માના સંગવાળો, અને તત્ત્વને જાણવાવાળો મુક્ત થાય છે, એમાં સંશય નથી ૪૬ પગ, હાથ અને પીઠ વિનાના, માથા વિનાના, પેટ વિનાના, ગુણ અને કર્મ વિનાના, કેવળ, વિમળ (મળ વિનાના), સ્થિર,૪૭ ગંધ વિનાના, રસ અને સ્પર્શ વિનાના, રૂપ અને શબ્દ વિનાના, અનુગમ્ય (સમજવા યોગ્ય), આસક્તિ વિનાના, માંસ વિનાના,૪૮

निश्चिंतमव्ययं दिव्यं गृहस्थमपि सर्वदा ।
सर्वभूतस्थमात्मानं ये पश्यंति न ते मृताः ॥ ४९ ॥
न तत्र क्रमते बुद्धिर्नेंद्रियाणि न देवताः ।
वेदा यज्ञाश्च लोकाश्च न तपो न व्रतानि च ॥ ५० ॥
यत्र ज्ञानवतां प्राप्तिरलिंगग्रहणा स्मृता ।
तस्मादलिंगधर्मज्ञो धर्मतत्त्वमुपाचरेत् ॥ ५१ ॥

ચિંતા વિનાના, અવ્યય, દિવ્ય, સર્વદા ગૃહસ્થ, સર્વ ભૂતોમાં રહેલા એવા આત્માને જેઓ જુએ છે, તેઓનું મરણ થતું નથી ૪૯ ત્યાં બુદ્ધિ જતી નથી, ઇંદ્રિયો જતી નથી, દેવતાઓ જતા નથી, વેદો, યજ્ઞો અને લોકો જતા નથી, તપ જતું નથી અને વ્રતો જતા નથી ૫૦ જ્ઞાનવાળાઓની જ્યાં પ્રાપ્તિ થઈ શકે છે ત્યાં તે કોઈ પણ જાતના ચિહ્ન વિના થયલી કહેવાય છે તેટલા માટે લિંગ (ચિહ્ન) વિનાના ધર્મને જાણવાવાળો (બ્રહ્મના તત્ત્વને જાણનારો) ધર્મના તત્ત્વનું આચરણ કરે છે ૫૧

गृहधर्माश्रितो विद्वान्विज्ञानचरितं चरेत् ।
अमूढो मूढरूपेण चरेद्धर्ममदूषयन् ॥ ५२ ॥
यथैनमवमन्येरन्परे सततमेव हि ।
तथावृत्तश्चरेच्छांतः सतां धर्मानकुत्सयन् ॥ ५३ ॥

य एवं वृत्तसंपन्नः स मुनिः श्रेष्ठ उच्यते ।
इंद्रियाणींद्रियार्थांश्च महाभूतानि पंच च ॥ ५४ ॥

ગૃહના ધર્મનો આશ્રય લેનારા વિદ્વાને વિજ્ઞાનને અનુસરતુ ચરિત પાળવુ જો કે તે મૂઢ (મૂર્ખ) નથી તોપણ તેણે, ધર્મને દૂષિત કર્યા વિના, મૂઢની માફક વરતવું [૫૨] બીજાઓ જેમ તેનું નિત્ય અપમાન કરે તેમ, સાધુ પુરુષોના ધર્મોની નિંદા કર્યા વિના શાત રહીને, વરતવુ [૫૩] જે મનુષ્ય આવી રીતે વ્રતોથી સપન્ન થયો હોય, તેને મુનિઓમા શ્રેષ્ઠ કહેવામા આવે છે ઇંદ્રિયો અને ઇંદ્રિયોના અર્થો (વિષયો), પાચ મહાભૂતો,[૫૪]

मनो बुद्धिरहंकारमव्यक्तं पुरुषं तथा ।
एतत्सर्वं प्रसंख्याय यथावत्तत्त्वनिश्चयात् ॥ ५५ ॥
ततः स्वर्गमवाप्नोति विमुक्तः सर्वबंधनैः ।
एतावदंतवेलायां परिसंख्याय तत्त्ववित् ॥ ५६ ॥

મન, બુદ્ધિ, અહુકાર, અવ્યક્ત તથા પુરુષ આ સર્વની યથાર્થ રીતે ગણતરી કરીને, તત્ત્વનો નિશ્ચય કરવો.[૫૫] પછી તે સર્વ તત્ત્વના જ્ઞાનથી સર્વ બધનોથી તદન મુક્ત થઇને સ્વર્ગને મેળવે છે તત્ત્વને જાણવાવાળો, અત સમયે આ સર્વની ગણતરી કરીને,[૫૬]

ध्यायेदेकांतमास्थाय मुच्यतेऽथ निराश्रयः ।
निर्मुक्तः सर्वसंगेभ्यो वायुराकाशगो यथा ॥ ५७ ॥
क्षीणकोशो निरातंकस्तथेदं प्राप्नुयात्परम् ॥ ५८ ॥

इति श्रीमहाभारते आश्वमेधिके पर्वणि अनुगीतापर्वणि गुरुशिष्यसंवादे एकत्रिंशोऽध्यायः ॥ ३१ ॥

એકાંતમા જઈને ધ્યાન ધરે છે, અને પછી આશ્રય વગરનો તે મુક્ત થાય છે આકાશમા ચાલતા વાયુની માફક સર્વ સગોથી મુક્ત થયેલો તે,[૫૭] જેના (અન્નમયાદિક) કોશ નાશ પામ્યા છે, તથા જેની (અધ્યાત્માદિક) પીડા દૂર થઈ છે, એવો તત્ત્વવેત્તા પરમ પદને પામે છે[૫૮]

इति श्रीमहाभारतमा आश्वमेधिकपर्वमा अनुगीतापर्वविषे
'गुरुशिष्य सवाद' ए नामनो अध्याय ३१ मो समाप्त

---

## અધ્યાય ૩૨ મો

### સન્યાસ નિરૂપણ

ब्रह्मोवाच–संन्यासं तप इत्याहुर्वृद्धा निश्चितवादिनः ।
ब्राह्मणा ब्रह्मयोनिस्था ज्ञानं ब्रह्म परं विदुः ॥ १ ॥
अतिदूरात्मकं ब्रह्म वेदविद्याव्यपाश्रयम् ।
निर्द्वंद्वं निर्गुणं नित्यमचिंत्यगुणमुत्तमम् ॥ २ ॥

બ્રહ્મા કહે છે–સન્યાસ એ જ તપ છે, એમ નિશ્ચયપૂર્વક કહેવાવાળા વૃદ્ધ પુરુષો કહે છે બ્રહ્મરૂપ યોનિમા રહેવાવાળા બ્રાહ્મણો જ્ઞાનને પરમ બ્રહ્મ કહે છે[૧] બ્રહ્મ અતિ દૂર રહેવાવાળુ છે, વેદવિદ્યાના આશ્રયવાળુ છે, તેમા કોઈ વિરુદ્ધ દ્વન્દ્વ ગુણ નથી, તે નિર્ગુણ છે, નિત્ય છે, તેના ગુણોનુ ચિંતન થઈ શકે તેમ નથી, તે ઉત્તમ છે[૨]

ज्ञानेन तपसा चैव धीराः पश्यंति तत्परम् ।
निर्णिक्तमनसः पूता व्युत्क्रांतरजसोऽमलाः ॥ ३ ॥

तपसा क्षेममध्वानं गच्छंति परमेश्वरम् ।
संन्यासनिरता नित्यं ये च ब्रह्मविदो जनाः ॥ ४ ॥

જેનુ મન દોષ વગરનુ છે, જે પવિત્ર છે, જેઓએ રજોગુણને ત્યાગ કર્યો છે એવા, જેઓ મળ વગરના છે અને જેઓ ધીર છે, તેઓ તે પરબ્રહ્મને જ્ઞાનવડે તથા તપવડે જુવે છે[3] જેઓ સન્યાસમા નિત્ય પરાયણ રહેનારા છે તથા બ્રહ્મને જાણુવાવાળા છે, તે પુરુષો તપવડે, પરમેશ્વર પાસે કુશળ માર્ગે જાય છે[4]

तपः प्रदीप इत्याहुराचारो धर्मसाधकः ।
ज्ञानं वै परमं विद्यात्संन्यासं तप उत्तमम् ॥ ५ ॥
यस्तु वेदनिराधारं ज्ञानं तत्त्वविनिश्चयात् ।
सर्वभूतस्थमात्मानं स सर्वगतिरिष्यते ॥ ६ ॥
यो विद्वान्सहवासं च विवासं चैव पश्यति ।
तथैवैकत्वनानात्वे स दुःखात्प्रतिमुच्यते ॥ ७ ॥

તત્ત્વવેત્તાઓ કહે છે કે તપ એ પ્રદીપ છે, આચાર ધર્મને સાધક છે, જ્ઞાનને પરમ (શ્રેષ્ઠ) અને સન્યાસને ઉત્તમ તપ જાણુવુ[5] તત્ત્વને પૂર્ણ નિશ્ચય કરીને આત્માને આધાર વિનાને, જ્ઞાનરૂપ, અને સર્વ ભૂતોમા રહેવાવાળો જાણે છે, તે સર્વ ગતિને પામે છે.[6] જે વિદ્વાન્ સહવાસ અને વિવાસ તેમ જ એકત્વ અને નાનાત્વ (આત્માને વિષે) જુવે છે, તે દુ ખમાથી મુક્ત થાય છે[7]

यो न कामयते किंचिन्न किंचिदवमन्यते ।
इह लोकस्थ एवैष ब्रह्मभूयाय कल्पते ॥ ८ ॥
प्रधानगुणतत्त्वज्ञः सर्वभूतप्रधानवित् ।
निर्ममो निरहंकारो मुच्यते नात्र संशयः ॥ ९ ॥

निर्द्वंद्वो निर्नमस्कारो निःस्वधाकार एव च ।
निर्गुणं नित्यमद्वंद्वं प्रशमेनैव गच्छति ॥ १० ॥

જે કશાની કામના કરતો નથી તેમ કશાનુ અવમાન કરતો નથી તે, આ લોકમા રહેવા છતા, બ્રહ્મસ્વરૂપ થયેલો કહેવાય છે[૮] જે પ્રધાનરૂપ ગુણના તત્ત્વને જાણનારો છે, સર્વ ભૂતોમા જે પ્રધાન છે તેને જે જાણનારો છે, જે મમત્વ વિનાનો છે, અને જે અહકાર વિનાનો છે તે મુક્તિ પામે છે, એમા સશય નથી[૯] પરસ્પર વિરુદ્ધ દ્વન્દ્વ ગુણ વિનાનો, કોઈને નમસ્કાર નહિ કરનારો, કોઈના નમસ્કારને નહિ ગ્રહણ કરનારો, સ્વધાકાર નહિ કરનારો એવો માણસ શાતિથી નિર્ગુણ, નિત્ય અને દ્વન્દ્વરહિત પરમાત્માને પ્રાપ્ત કરે છે[૧૦]

हित्वा गुणमयं सर्वं कर्म जंतुः शुभाशुभम् ।
उभे सत्यानृते हित्वा मुच्यते नात्र संशयः ॥ ११ ॥
अव्यक्तयोनिप्रभवो बुद्धिस्कंधमयो महान् ।
महाहंकारविटप इंद्रियांकुरकोटरः ॥ १२ ॥

ગુણવાળા, શુભ કે અશુભ સર્વ કર્મોનો પ્રાણીએ ત્યાગ કર્યાથી તેમ સત્ય અને અસત્ય બન્નેનો ત્યાગ કર્યાથી મુક્તિ મળે છે, એમા સશય નથી[૧૧] અવ્યક્ત યોનિમાથી ઉત્પન્ન થયેલો, બુદ્ધિરૂપ ખાધ(થડ) વાળો, મહાન્ મહાહકારરૂપ ડાળીઓવાળો, ઇન્દ્રિયો-રૂપ અકુર અને કોટરવાળો,[૧૨]

महाभूतविशालश्च विशेषयाति शाखिनः ।
सदापत्रः सदापुष्पः शुभाशुभफलोदयः ॥ १३ ॥
आजीव्यः सर्वभूतानां ब्रह्मवृक्षः सनातनः ।
एनं छित्त्वा च भित्त्वा च तत्त्वज्ञानासिना बुधः ॥ १४ ॥

મહા (પંચ) ભૂતથી વિશાળ, સર્વ શાખાવાળાઓમા શ્રેષ્ઠ, નિત્ય પત્રવાળો, નિત્ય પુષ્પવાળો, શુભ અને અશુભ ફળ આપવાવાળો,[૧૩] સર્વ ભૂતોને જીવાડવાવાળો એક બ્રહ્મરૂપ વૃક્ષ સનાતન છે એ વૃક્ષને તત્ત્વજ્ઞાનરૂપ કુહાડીથી છેદીને અને ભેદીને બુદ્ધિમાન્ માણસ[૧૪]

हित्वा संगमयान्पाशान्मृत्युजन्मजरोदयान् ।
निर्ममो निरहंकारो मुच्यते नात्र संशयः ॥ १५ ॥
द्वाविमौ पक्षिणौ नित्यौ संक्षेपौ चाप्यचेतनौ ।
एताभ्यां तु परो योन्यश्चेतनावान्स उच्यते ॥ १६ ॥
अचेतनः सत्वसंख्याविमुक्तः सत्वात्परं चेतयतेंतरात्मा ।
स क्षेत्रवित्सर्वसंख्यातबुद्धिर्गुणातिगो मुच्यते सर्वपापैः ॥१७॥

इति श्रीमहाभारते आश्वमेधिके पर्वणि अनुगीतापर्वणि
गुरुशिष्यसवादे द्वात्रिंशत्तमोऽध्याय ॥ ३२ ॥

મૃત્યુ, જન્મ અને જરાવસ્થાથી ઉત્પન્ન થયેલા સગરૂપ પાશોને ત્યજીને, મમત્વ વગરનો અને અહકાર વિનાનો થઇને મોક્ષને પામે છે, એમા સશય નથી [૧૫] (જીવરૂપ અને ઈશ્વરરૂપ) આ બે પક્ષીઓ છે, તે નિત્ય છે, સક્ષેપ છે,* અને વળી ચેતન વગરના છે આ બેથી જે મોટો છે તેને ચેતનાવાળો (સાક્ષીરૂપ) કહેવામા આવે છે [૧૬] અચેતન (એટલે કે જીવ ચેતનવાળો છે છતા ઉપાધિથી અચેતનવાળો ભાસે છે તે, અર્થાત્ અજ્ઞાનતાવાળો જે છે તે) એવો, અને સત્ત્વ (પ્રાણીઓ) ની સખ્યા (શરીરરૂપ

* સક્ષેપને બદલે કલકત્તાની પ્રતમા સખા એટલે તેઓ મિત્ર છે એવો પાઠ છે એટલે કે બિબ–પ્રતિબિંબના જેવા હોવાથી તેઓ વચ્ચે મૈત્રી છે સક્ષેપના અર્થમા તેઓ બુદ્ધિરૂપે અને માયારૂપે સક્ષેપ છે

ઉપાધિવાળી ગણના)થી રહિત થયેલો (અર્થાત્ સર્વ પ્રાણીરૂપ થઇને અથવા સર્વ પ્રાણીને પોતારૂપ કરીને), અને સત્ત્વ (બુદ્ધિ)થી પણ પર જે છે, તેવો અતરાત્મા (બુદ્ધિ વગેરે જડ પદાર્થો)ને ચેતનવાળો બનાવે છે તે (એટલે જે અન્તરાત્માએ બુદ્ધિથી પર જે છે તેનુ જ્ઞાન મેળવ્યુ છે તે) ક્ષેત્ર (શરીર)ને જાણવાવાળો, જે સર્વ બુદ્ધિઓનો સાક્ષી છે અને ગુણોના પારને પામેલ છે તે, સર્વ પાપોમાથી મુક્ત થાય છે ૧૭

इति श्रीमहाभारतमा आश्वमेधिकपर्वमा अनुगीतापर्वविषे 'गुरुशिष्य सवाद' ए नामनो अध्याय ३२ मो समाप्त



## અધ્યાય ૩૩ મો

### સત્વને જાણવાવાળાની ગતિ

ब्रह्मोवाच–केचिद्ब्रह्ममयं वृक्षं केचिद्ब्रह्म वनं महत् ।
केचित्तु ब्रह्म चाव्यक्त केचित्परमनामयम् ।
मन्यंते सर्वमप्येतदव्यक्तप्रभवाव्यम् ॥ १ ॥

બ્રહ્મા કહે છે–કેટલાકો વૃક્ષ (સસાર)ને જ બ્રહ્મમય માને છે, કેટલાકો મહત્વનને બ્રહ્મરૂપ માને છે, કેટલાકો બ્રહ્મને અવ્યક્ત માને છે, કેટલાકો તેને પરમ અને અનામય (વિકાર કે રોગ રહિત) માને છે, તેઓ એમ માને છે કે, આ સર્વે અવ્યક્તમાથી જન્મ્યુ છે અને અવ્યકતમા સમાય છે ૧

उच्छ्वासमात्रमपि चेद्योंतकाले समो भवेत् ।
आत्मानमुपसंगम्य सोऽमृतत्वाय कल्पते ॥ २ ॥
निमेषमात्रमपि चेत्संयम्यात्मानमात्मनि ।
गच्छत्यात्मप्रसादेन विदुषां प्राप्तिमव्ययाम् ॥ ३ ॥

**प्राणायामैरथ प्राणान्संयम्य स पुनः पुनः ।**
**दशद्वादशभिर्वापि चतुर्विंशात्परं ततः ॥ ४ ॥**

જે માણસ અંતકાલમા, શ્વાસ લેવાય અને મૂકાય તેટલો સમય પણ, આત્માની ઉપાસના કરીને સમ ( કોઈ પણ વિશેષતા વગરનો ) બને છે, તે અ–મૃત ( જ્યા મૃત્યુ નથી તેવા ) સ્થાનને પામ્યો ગણાય છે[૨] નિમેષ ( આખ ઉઘડે ને બધ થાય તેટલો સમય ) માત્ર પણ આત્માને વિષે આત્માનો સયમ કરનારો, આત્માના પ્રસાદથી વિદ્વાનો ( જ્ઞાનવાળા ) ને મળતી અવ્યય ( કૈવલ્ય ) ગતિને પામે છે[૩] દશ અથવા બાર પ્રાણાયામોવડે પ્રાણોનુ પુન પુન સયમન કરનારો ચોવીશથી પણ આગળ જાય છે[૪]*

**एवं पूर्वं प्रसन्नात्मा लभते यद्यदिच्छति ।**
**अव्यक्तात्सत्वमुद्रिक्तममृतत्वाय कल्पते ॥ ५ ॥**

---

* શ્લોકમા दश द्वादशभि प्राणायामै અને चतुर्विंशात्परम् જણાવ્યુ છે તે શુ છે તે વિષે ઘણો મતભેદ છે એક કહે છે કે પાચ પ્રાણ, પાચ ઇન્દ્રિયો અને મન તથા બુદ્ધિ તે દશ કે બારનુ યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ, તર્ક અને વૈરાગ્ય, એ પ્રકારના પ્રાણાયામથી સયમન થાય છે બીજાઓ બાર પ્રાણાયામ ગણાવવાને મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષા એ ચારનો ઉપલા આઠ યમ, નિયમાદિમા ઉમેરો કરે છે કેટલાકો દશ અને બાર મળીને બાવીશની ગણના કરે છે તે આ પ્રમાણે –પાચ પ્રકારના યમ, પાચ પ્રકારના નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ, મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષા, તથા તર્ક અને વૈરાગ્ય બીજાઓ એમ કહે છે કે ચોવીશથી પર પચ્ચીશમાને પ્રાણાયામ કરનારો પામે છે, માટે दश द्वादशभिर्वा એમ હોવાને બદલે द्वाद्वादशभि એવુ એટલે ચોવીશ પ્રાણાયામ હોવા જોઇએ, અને તેમ માનીએ તો ચોવીશથી આગળ પચ્ચીશમા પુરુષને એટલે પરબ્રહ્મને પામે છે, એ અર્થ ઘટે છે.

सत्वात्परतरं नान्यत्प्रशंसंतीह तद्विदः ॥
अनुमानाद्विजानीमः पुरुषं सत्वसंश्रयं ।
न शक्यमन्यथा गंतुं पुरुषं द्विजसत्तमाः ॥ ६ ॥

આ પ્રમાણે તે પ્રસન્ન આત્માવાળો (શુદ્ધ સત્ત્વવાળો) જે જે કંઈ ઇચ્છે છે, તે તે મેળવે છે, અવ્યક્તમાથી નીકળેલુ સત્ત્વ જ્યારે ઉભરાય છે ત્યારે તે અમૃતપણાને પામે છે [૫] આ લોકમા સત્ત્વને જાણવાવાળા, સત્ત્વથી શ્રેષ્ઠ બીજુ કોઈ નથી, એવી પ્રશસા કરે છે. પુરુષ સત્ત્વને આશ્રયે છે એમ અનુમાનથી અમે જાણીએ છીએ, હે ઉત્તમ દ્વિજો! (સત્ત્વ સિવાય) બીજા કોઈ રસ્તે તે પુરુષ પાસે જવાનુ શક્ય નથી [૬]

क्षमा धृतिरहिंसा च समता सत्यमार्जवम् ।
ज्ञानं त्यागोऽथ संन्यासः सात्विकं वृत्तमिष्यते ॥ ७ ॥
एतेनैवानुमानेन मन्यंते वै मनीषिणः ।
सत्वं च पुरुषश्चैव तत्र नास्ति विचारणा ॥ ८ ॥
आहुरेके च विद्वांसो ये ज्ञानपरिनिष्ठिताः ।
क्षेत्रज्ञसत्वयोरैक्यमित्येतन्नोपपद्यते ॥ ९ ॥
पृथग्भूतं ततः सत्वमित्येतदविचारितम् ।
पृथग्भावश्च विज्ञेयः सहजश्चापि तत्त्वतः ॥ १० ॥

ક્ષમા, ધૃતિ (ધીરજ), અહિંસા, સમતા, સત્ય, આર્જવ, જ્ઞાન, ત્યાગ (દાન) અને સન્યાસ એટલાને સાત્વિક આચરણ કહ્યુ છે [૭] આ જ અનુમાનવડે ડાહ્યા મનુષ્યો સત્ત્વને અને પુરુષને વિચાર કરે છે, એમા કંઈ વિચાર કરવા જેવુ નથી [૮] જ્ઞાનમા જ સારી નિષ્ઠા રાખનારા કેટલાક વિદ્વાનો કહે છે કે, ક્ષેત્રજ્ઞ અને સત્ત્વ

એક જ છે, પરતુ એ વાજબી નથી ૯ તેમ ક્ષેત્રજ્ઞથી સત્ત્વ જુદુ છે એમ કહેવુ તે પણ વિચાર વગરનુ છે તત્ત્વદૃષ્ટિએ તેમા પૃથક્ હોવાપણું (સમુદ્રના તરગની પેઠે) સહજ છે, એમ જાણુવુ જોઇએ ૧૦

तथैवैकत्वनानात्वमिष्यते विदुषा नयः ।
मशकोदुंबरे चैक्यं पृथक्त्वमपि दृश्यते ॥ ११ ॥
मत्स्यो यथाऽन्यः स्यादप्सु संप्रयोगस्तथा तयोः ।
संबंधस्तोयबिंदूना पर्णे कोकनदस्य च ॥ १२ ॥

એકત્વ અને નાનાત્વ એ તો વિદ્વાનોની યુક્તિ (અથવા દૃષ્ટિ પ્રમાણે નિશ્ચય) છે મશકમા અને ઉદુબરના ફળમા ઐક્ય તેમ જ પૃથક્ ભાવ જણાય છે ૧૧ માછલુ જો કે જળથી ભિન્ન છે, છતા પાણીમા તે બન્નેનો સબધ રહ્યો છે તેમ સત્ત્વ અને પુરુષનો સબંધ છે તેમનો સબધ કોકનદ(કમળ)ના પત્રપર રહેલા જળ-બિન્દુ જેવો છે ૧૨

गुरुरुवाच—इत्युक्तवंतस्ते विप्रास्तदा लोकपितामहम् ।
पुनः संशयमापन्नाः पप्रच्छुर्मुनिसत्तमाः ॥ १३ ॥

इति श्रीमहाभारते आश्वमेधिके पर्वणि अनुगीतापर्वणि
गुरुशिष्यसवादे त्रयस्त्रिंशत्तमोऽध्याय ॥३३॥

ગુરુ કહે છે —લોકપિતામહ તે બ્રાહ્મણોને આ પ્રમાણે કહેતા હતા ત્યારે તે ઉત્તમ મુનિઓને પાછો સશય થવાથી તેઓ ફરી પૂછવા લાગ્યા ૧૩

इति श्रीमहाभारतमा आश्वमेधिकपर्वमा अनुगीतापर्वविषे 'गुरुशिष्य सवाद' ए नामनो अध्याय ३३ मो समाप्त



## અધ્યાય ૩૪ મો

### ધર્મ નિરૂપણ

**ऋषय ऊचुः—को वा स्विदिह धर्माणामनुष्ठेयतमो मतः ।**
**व्याहतामिव पश्यामो धर्मस्य विविधा गतिम् ॥ १ ॥**

ઋષિઓ કહે છે—આ લોકના ધર્મોમા કયો ધર્મ પાળવો શ્રેષ્ઠ મનાયો છે? અમને તો ધર્મની વિવિધ ગતિ એકબીજાની વિરોધી હોય એમ લાગે છે *

**ऊर्ध्वं देहाद्वदंत्येके नैतदस्तीति चापरे ।**
**केचित्संशयित सर्वं निःसंशयमथापरे ॥ २ ॥**
**अनित्यं नित्यमित्येके नास्त्यस्तीत्यपि चापरे ।**
**एकरूपं द्विधेत्येके व्यामिश्रमिति चापरे ॥ ३ ॥**

કેટલાકો કહે છે કે (દેહનો નાશ થતા) દેહમાથી ઉંચે જાય છે, કેટલાક કહે છે કે તે (આત્મા) છે જ નહીં, બીજાઓ કહે છે કે એ સર્વને માટે શકા છે, ત્યારે બીજાઓ કહે છે કે એમા શકા જેવુ છેજ નહીં ? કેટલાક (તર્કવાદી) અનિત્ય કહે છે, કેટલાક (મીમાસકો) નિત્ય કહે છે, કેટલાક (શૂન્યવાદી) નાસ્તિ

---

* આગલા અધ્યાયમા પ્રકૃતિ, સૃષ્ટિની પૂર્વે અવ્યક્ત હતી, અથાત્ સત્વ, રજસ અને તમસનુ મિશ્રણ હતુ એમ કહી, સત્વ ગુણનુ બળ વધતા પુરૂષનો જન્મ થયો અને તેમાથી સર્વ જગત્ થયુ, અને સત્વ અને પુરુષની એકતા અને ભિન્નતા કહી, મશક અને ઉદુમ્બર, જળ અને માછલુ, અને જળબિન્દુ અને કમળના સબધના દાખલા આપ્યા છે અહીં ઋષિઓ તેથી પ્રશ્ન કરે છે, કે કેટલીએક શ્રુતિઓ જેમકે न कर्मणा न प्रजया વગેરે શ્રુતિઓ નિવૃત્તિધર્મનો ઉપદેશ કરે છે, ત્યારે कुर्वन्नेवेह कर्माणि વગેર શ્રુતિઓ પ્રવૃત્તિધર્મનો ઉપદેશ કરે છે, તેમાથી પ્રવૃત્તિમાર્ગ શ્રેષ્ઠ છે કે નિવૃત્તિમાર્ગ, આવા અભિપ્રાયથી ઋષિઓ પ્રશ્ન કરે છે

( નથી ) કહે છે, કેટલાક ( સૌગત ) અસ્તિ ( છે ) કહે છે, કોઈ (યોગાચર) એક રૂપવાળો કહે છે, કોઈ બે રૂપવાળો કહે છે, અને કોઈ (ઉડુલોમા) કહે છે કે તે મિશ્રરૂપવાળો છે [૩]

मन्यंते ब्राह्मणा एव ब्रह्मज्ञास्तत्त्वदर्शिनः ।
एकमेके पृथक्चान्ये बहुत्वमिति चापरे ॥ ४ ॥
देशकालावुभौ केचिन्नैतदस्तीति चापरे ।
जटाजिनधराश्चान्ये मुंडाः केचिदसंवृताः ॥ ५ ॥
अस्नानं केचिदिच्छंति स्नानमप्यपरे जनाः ।
मन्यंते ब्राह्मणा देवा ब्रह्मज्ञास्तत्त्वदर्शिनः ॥ ६ ॥

બ્રહ્મને જાણવાવાળા, તત્ત્વને જોવાવાળા ( સગુણોપાસક ) બ્રાહ્મણો એક જ માને છે, બીજાઓ (મીમાંસકો) તેને પૃથક્ માને છે, ત્રીજાઓ ( પરમાણુવાદીઓ ) અનેક રૂપે માને છે [૪] કેટલાકો કહે છે કે, દેશ અને કાળ બન્ને છે, કેટલાકો કહે છે કે તેમ નથી કેટલાકો જટા અને મૃગચર્મ રાખે છે, કેટલાકો માથા મુંડાવે છે, અને કેટલાકો નગ્ન જ ફરે છે [૫] કેટલાકો (નૈષ્ઠિક બ્રહ્મચર્યવાળા) સ્નાનની ઇચ્છા કરતા નથી (અર્થાત્ સ્નાન નામનુ કર્મ કરીને ગૃહસ્થાશ્રમમા જવાની ઇચ્છા કરતા નથી, પરતુ જીવતા સૂધી બ્રહ્મચર્ય વ્રત પાળે છે ), ત્યારે કેટલાક ( ગૃહસ્થો ) સ્નાનને માને છે * બ્રહ્મને જાણવાવાળા અને તત્ત્વને જોવાવાળા બ્રાહ્મણો અને દેવોમા આવા પ્રકારની માન્યતાઓ છે [૬]

* વિદ્યાસ્નાત, વ્રતસ્નાત અને વિદ્યાવ્રતસ્નાત એવા ત્રણ પ્રકારના બ્રહ્મચારી હોય છે જે વિદ્યા ભણવા માટે બ્રહ્મચર્ય પાળે અને પછી સ્નાન નામનું કર્મ કરીને ગૃહસ્થાશ્રમમા જાય તે વિદ્યાસ્નાત બ્રહ્મચારી કહેવાય છે જે કેવળ બ્રહ્મચર્ય વ્રત પાળીને જ સ્નાન કરે અને પછી ગૃહસ્થાશ્રમમા જાય તે વ્રતસ્નાત

आहारं केचिदिच्छंति केचिच्चानशने रताः ।
कर्म केचित्प्रशंसंति प्रशांतिं चापरे जनाः ॥ ७ ॥
केचिन्मोक्षं प्रशंसंति केचिद्भोगान्पृथग्विधान् ।
धनानि केचिदिच्छंति निर्धनत्वमथापरे ।
उपास्य साधनं त्वेके नैतदस्तीति चापरे ॥ ८ ॥

કેટલાકો આહારની ઇચ્છા કરે છે, તો કેટલાકો અનશન (ઉપવાસ)મા જ પ્રીતિ રાખે છે કેટલાક કર્મની પ્રશસા કરે છે, અને કેટલાક મનુષ્યો શાતિને વખાણે છે[૭] કેટલાકો મોક્ષની પ્રશંસા કરે છે, તો કેટલાક જાતજાતના ભોગોને વખાણે છે કેટલાકો ધનની ઇચ્છા કરે છે, અને કેટલાક નિર્ધનપણાની ઇચ્છા કરે છે કેટલાકો સાધનની ઉપાસના કરવાનુ કહે છે, ત્યારે બીજાઓ તેની નાં પાડે છે[૮]

अहिंसानिरताश्चान्ये केचिद्धिंसापरायणाः ।
पुण्येन यशसा चान्ये नैतदस्तीति चापरे ॥ ९ ॥
सद्भावनिरताश्चान्ये केचित्संशयिते स्थिताः ।
दुःखादन्ये सुखादन्ये ध्यानमित्यपरे जनाः ॥ १० ॥
यज्ञमित्यपरे विप्राः प्रदानमिति चापरे ॥
तपस्त्वन्ये प्रशंसंति स्वाध्यायमपरे जनाः ॥ ११ ॥

કહેવાય અને જે વિદ્યા ભણવા માટે તથા બ્રહ્મચર્ય માટે વ્રત પાળીને સ્નાન કરે તે વિદ્યાવ્રતસ્નાત કહેવાય છે સ્નાન નામનુ એક કર્મ છે અને તે કર્મ ગૃહસ્થાશ્રમમા આવ્યા પહેલા બ્રહ્મચારીને કરવુ પડે છે, પરતુ નૈષ્ઠિક બ્રહ્મચારીને એટલે મરણપર્યંત બ્રહ્મચર્ય પાળનારાને સ્નાન કર્મ કરવાની જરૂર રહેતી નથી, કારણ કે તેને ગૃહસ્થાશ્રમમા આવવુ નથી

કેટલાકો અહિંસામાજ પ્રીતિ રાખે છે, ત્યારે બીજાઓ હિંસા કરવામા પરાયણ રહે છે કેટલાકો પુણ્ય અને યશને ઇચ્છે છે, તો બીજાઓ તેની ના પાડે છે[૯] કેટલાક સદ્ભાવપર પ્રીતિ રાખે છે, તો બીજાઓ સશયાત્મકજ રહે છે કેટલાકો દુઃખને ઇચ્છે છે, તો કેટલાક સુખને ઇચ્છે છે, અને બીજાઓ ધ્યાન (કર્તવ્ય)ને (મુખ્ય ગણે છે)[૧૦] કેટલાક બ્રાહ્મણો યજ્ઞને, કેટલાક બ્રાહ્મણો દાનને, કોઈ તપને, તો કોઈ સ્વાધ્યાયને વખાણે છે[૧૧]

ज्ञानं संन्यासमित्येके स्वभावं भूतचिंतकाः ।
सर्वमेके प्रशंसति न सर्वमिति चापरे ॥ १२ ॥
एवं व्युत्थापिते धर्मे बहुधा विप्रबोधिते ।
निश्चयं नाधिगच्छामः संमूढाः सुरसत्तम ॥ १३ ॥
इदं श्रेय इदं श्रेय इत्येवं व्युत्थितो जनः ।
यो हि यस्मिन् रतो धर्मे स तं पूजयते सदा ॥ १४ ॥

કોઈ જ્ઞાનને, કોઈ સન્યાસને, કોઈ પચભૂતનો વિચાર કરવાવાળા સ્વભાવને, કોઈ સર્વને વખાણે છે અને કોઈ કશાને વખાણતા નથી[૧૨] હે સુરોમા ઉત્તમ! આ પ્રમાણે ધર્મની ઉત્પત્તિ ગુચવાડા ભરેલી છે, તે અનેક રીતે ઉલટસુલટ કહેલો છે, એટલે અમે તેમા મોહમા પડેલાઓ કોઈ નિશ્ચયપર આવતા નથી.[૧૩] ગુચવાડામા પડેલો મનુષ્ય 'આ સારુ છે,' 'આ સારુ છે' એમ કહે છે કારણ કે જેની જે ધર્મમા પ્રીતિ હોય છે તે સદા તેની પૂજા કરે છે[૧૪]

तेन नोऽविहिता प्रज्ञा मनश्च बहुलीकृतम् ।
एतदाख्यातमिच्छामः श्रेयः किमिति सत्तम ॥ १५ ॥
अतः परं तु यद्गुह्यं तद्भवान्वक्तुमर्हति ।
सत्वक्षेत्रज्ञयोश्चापि संबंधः केन हेतुना ॥ १६ ॥

તેથી અમારી પ્રજ્ઞા વિધિ (નિશ્ચય) વિનાની છે; મન ઘણી વસ્તુઓમાં ગુચવાઈ ગયુ છે તેથી, હે સત્તમ! શ્રેય વસ્તુ શી છે, તે કહેવડાવાની અમારી ઇચ્છા છે[૧૫] આનાથી પણ જે પરમ ગુહ્ય હોય, તે આપ કહેવાને યોગ્ય છો સત્વ અને ક્ષેત્રજ્ઞ એ એનો સબધ કયા હેતુથી થયો છે?[૧૬]

एवमुक्तः स तैर्विप्रैर्भगवाँल्लोकभावनः ।
तेभ्यः शशंस धर्मात्मा याथातथ्येन बुद्धिमान् ॥ १७ ॥

इति श्रीमहाभारते आश्वमेधिके पर्वणि अनुगीतापर्वणि
गुरुशिष्यसवादे चतुस्त्रिंशोऽध्याय ॥ ३४ ॥

લોકોને ઉત્પન્ન કરવાવાળા ભગવાનને તે વિપ્રોએ આમ પૂછ્યુ, ત્યારે તે બુદ્ધિમાન્ ધર્માત્માએ યથાસ્થિત રીતે તેમને કહ્યુ[૧૭]

इति श्रीमहाभारतमा आश्वमेधिकपर्वमा अनुगीतापर्वविषे 'गुरुशिष्य सवाद' ए नामनो अध्याय ३४ मो समाप्त

---

## અધ્યાય ૩૫ મો

### ગુણ નિરૂપણ

ब्रह्मोवाच—हंत वः संप्रवक्ष्यामि यन्मां पृच्छथ सत्तमाः ।
गुरुणा शिष्यमासाद्य यदुक्तं तन्निबोधत ॥ १ ॥
समस्तमिह तच्छ्रुत्वा सम्यगेवावधार्यताम् ।
अहिंसा सर्वभूतानामेतत्कृत्यतमं मतम् ॥ २ ॥
एतत्पदमनुद्विग्नं वरिष्ठं धर्मलक्षणम् ।
ज्ञानं निःश्रेय इत्याहुर्वृद्धा निश्चितदर्शिनः ॥ ३ ॥

બ્રહ્મા કહે છે—હે સત્તમો! તમે મને જે પૂછયું, તે સર્વ હું કહુ છુ ગુરુએ શિષ્યને મળીને જે કહ્યું, તે તમે સાભળો.[1] તે સર્વ સાભળીને તેનો બરાબર નિશ્ચય કરજો સર્વ ભૂતોની અહિંસા કરવી, એ ઉત્તમ કાર્ય ગણાય છે[2] આ ઉદ્વેગ વિનાનુ પદ છે, શ્રેષ્ઠ છે, અને ધર્મલક્ષણવાળુ છે નિર્ણયને કરનારા વૃદ્ધો કહે છે કે, જ્ઞાન ઉત્તમ શ્રેય કરવાવાળુ છે[3]

तस्माज्ज्ञानेन शुद्धेन मुच्यते सर्वकिल्बिषैः ।
हिंसापराश्च ये केचिद्ये च नास्तिकवृत्तयः ।
लोभमोहसमायुक्तास्ते वै निरयगामिनः ॥ ४ ॥
आशीर्युक्तानि कर्माणि कुर्वते ये त्वतंद्रिताः ।
तेऽस्मिन्लोके प्रमोदंते जायमानाः पुनः पुनः ॥ ५ ॥
कुर्वते ये तु कर्माणि श्रद्दधाना विपश्चितः ।
अनाशीर्योगसंयुक्तास्ते धीराः साधुदर्शिनः ॥ ६ ॥

તેટલા માટે શુદ્ધ જ્ઞાનવડે સર્વ પાપોમાથી મુક્ત થવાય છે જે કેટલાક હિંસામા મગ્ન રહે છે, જે કેટલાક નાસ્તિક વૃત્તિવાળા છે, જે લોભ અને મોહમા સારી રીતે યુક્ત છે એવા તેઓ નરકમા જાય છે.[4] તન્દ્રા વગર જેઓ આશાવાળા કર્મો કરે છે, તેઓ આ લોકમા પુન પુન જન્મ લઇને આનદ કરે છે[5] જે વિદ્વાનો શ્રદ્ધા રાખીને કર્મો કરે છે અને તેના ફળની ઇચ્છા રાખતા નથી, તેઓ ધીરા અને સાધુદર્શી (સારી રીતે જોનારા) ગણાય છે[6]

अतः परं प्रवक्ष्यामि सत्त्वक्षेत्रज्ञयोर्यथा ।
संयोगो विप्रयोगश्च तन्निबोधत सत्तमाः ॥ ७ ॥
विषयो विषयित्वं च संबन्धोऽयमिहोच्यते ।
विषयी पुरुषो नित्यं सत्त्वं च विषयः स्मृतः ॥ ८ ॥

व्याख्यातं पूर्वकल्पेन मशकोदुंबरं यथा ।
भुज्यमानं न जानीते नित्यं सत्वमचेतनम् ।
यस्त्वेवं तं विजानीते यो भुंक्ते याश्च भुज्यते ॥ ९ ॥
नित्यं द्वंद्वसमायुक्तं सत्वमाहुर्मनीषिणः ।
निर्द्वंद्वो निष्कलो नित्यः क्षेत्रज्ञो निर्गुणात्मकः ॥ १० ॥

હવેથી હું સત્ત્વ અને ક્ષેત્રજ્ઞ એ બેનો સયોગ અને વિપ્રયોગ કહું છુ તે, હે સત્તમો! તમે સાભળો [७] આ સબંધને અત્રે વિષય અને વિષયીપણું કહેવામા આવે છે [८*] આગલા અધ્યાયમા મશક અને ઉદુબર વિષે કરેલા વ્યાખ્યાન પ્રમાણે ભોજ્ય હોવાથી નિત્ય અને અચેતન સત્ત્વ કંઈ જાણતું નથી જે કોઈ તેને એ રીતે જાણે છે, જે ભોગવે છે (તે ક્ષેત્રજ્ઞ છે), અને જે ભોગવાય છે (તે સત્ત્વ છે) [९] ડાહ્યા માણસો સત્વને નિત્ય અને વિરુદ્ધ દ્વન્દ્વ ગુણોવાળુ કહે છે, પણ ક્ષેત્રજ્ઞ તો નિર્દ્વન્દ્વ, નિષ્કળ, નિત્ય અને નિર્ગુણાત્મક છે [१०]

समं संज्ञानुगश्चैव स सर्वत्र व्यवस्थितः ।
उपभुंक्ते सदा सत्वमपः पुष्करपर्णवत् ॥ ११ ॥
सर्वैरपि गुणैर्विद्वान् व्यतिषक्तो न लिप्यते ।
जलबिंदुर्यथा लोलः पद्मिनीपत्रसंस्थितः ॥ १२ ॥

તેને સમ કહે છે, તે જ્ઞાનની સાથે રહે છે, અને સર્વત્ર તેની વ્યવસ્થા કરેલી છે. કમળનું પાદડુ જેમ જળનો ભોગ કરે છે,

* પુરુષ એ નિત્ય વિષયી છે, અને સત્વને વિષય કહે છે જેનામા વિષયપણુ છે તે વિષયી, અને જેને વિષે વિચાર થાય તે વિષય ઘટ વિષયી છે, અને ચક્ષુ–તેજ વિષય છે અથવા ભોજ્ય ભાવ તે વિષયી, અને ભોક્તા તે વિષય

તેમ ક્ષેત્રજ્ઞ (પુરુષ) સદા સત્ત્વનો ઉપભોગ કરે છે[૧૧] સર્વ ગુણોથી વ્યાસંગવાળો હોવા છતા, પદ્મિનીના પત્રપર રહેલા જળના હાલતા બિંદુની માફક તે ગુણોથી ખરડાતો નથી[૧૨]

एवमेवाप्यसंयुक्तः पुरुषः स्यान्न संशयः ।
द्रव्यमात्रमभूत्सत्वं पुरुषस्येति निश्चयः ॥ १३ ॥
यथा द्रव्यं च कर्त्ता च संयोगोप्यनयोस्तथा ।
यथा प्रदीपमादाय कश्चित्तमसि गच्छति ।
तथा सत्वप्रदीपेन गच्छंति परमैषिणः ॥ १४ ॥
यावद्द्रव्यं गुणस्तावत्प्रदीपः संप्रकाशते ।
क्षीणे द्रव्ये गुणे ज्योतिरंतर्धानाय गच्छति ॥ १५ ॥

આ રીતે પુરુષ આસગથી રહિત છે એમા સશય નથી પુરુષનુ દ્રવ્ય માત્ર સત્ત્વરૂપ થાય છે, એ નક્કી છે[૧૩] આ બન્ને વચ્ચેને સયોગ દ્રવ્ય અને તેના કર્તાના જેવો છે. જેમ કોઈ એક દીવો લઈને અધારામાં જાય છે, તેમ સત્ત્વરૂપ દીવો લઇને પરમ બ્રહ્મની ઈચ્છા રાખનારા જાય છે.[૧૪] જ્યા સૂધી દ્રવ્ય (તેલ) અને ગુણ (દીવેટ) છે ત્યા સૂધી દીપ સારી રીતે પ્રકાશ આપે છે. પણ દ્રવ્ય અને ગુણનો ક્ષય થતા જ્યોતિ અતર્ધાન થાય છે[૧૫]

व्यक्तः सत्वगुणस्त्वेवं पुरुषोऽव्यक्त इष्यते ।
एतद्विप्रा विजानीत हंत भूयो ब्रवीमि वः ॥ १६ ॥
सहस्रेणापि दुर्मेधा न बुद्धिमधिगच्छति ।
चतुर्थेनाप्यथांशेन बुद्धिमान् सुखमेधते ॥ १७ ॥
एवं धर्मस्य विज्ञेयं संसाधनमुपायतः ।
उपायज्ञो हि मेधावी सुखमत्यंतमश्नुते ॥ १८ ॥

આ પ્રમાણે સત્ત્વગુણ પ્રકટ થાય છે, અને પુરુષ અવ્યક્ત રહે છે. હે વિપ્રો! આ તમે જાણો અફસોસની સાથે હું ફરીથી તમને કહું છુ[૧૬] ખરાબ બુદ્ધિવાળાને હજારોની સહાયથી પણ જ્ઞાન થતું નથી, પણ બુદ્ધિવાળો તેના ચોથા ભાગની સહાયથી પણ સુખી થાય છે[૧૭] આ રીતે ઉપાયોથી ધર્મનુ સાધન જાણવુ જોઇએ કારણ કે ઉપાય જાણનારો બુદ્ધિમાન્ પુરુષ ઘણું સુખ મેળવે છે[૧૮]

यथाऽध्वानमपाथेयः प्रपन्नो मनुजः क्वचित् ।
क्लेशेन याति महता विनश्येदंतराऽपि च ॥ १९ ॥
तथा कर्मसु विज्ञेयं फलं भवति वा नवा ।
पुरुषस्यात्मनिःश्रेयः शुभाशुभनिदर्शनम् ॥ २० ॥
यथा च दीर्घमध्वानं पद्भ्यामेव प्रपद्यते ।
अदृष्टपूर्वं सहसा तत्त्वदर्शनवर्जितः ॥ २१ ॥

જેમ કોઈ માણસ રસ્તામા જોઇતી સામગ્રી વિના બહાર નીકળી પડીને રસ્તામા ઘણુ દુ ખ પામે છે અને અધવચમા જ નાશ પામી જાય છે,[૧૯] તેમ કર્મના ફળ મળશે, કે નહિ મળે, તે માણસે જાણવુ જોઇએ. શુભ તથા અશુભનુ દર્શન પુરુષનુ આત્મશ્રેય બતાવે છે[૨૦] આગળ માર્ગ જોયેલો ન હોય, તે એક-દમ પગે નીકળી પડવાથી જેમ લાબે માર્ગે ચઢે છે, તેમજ તત્ત્વ દર્શન વગરના માણુસની પણ તેવી દશા થાય છે[૨૧]

तमेव च यथाऽध्वानं रथेनेहाशुगामिना ।
गच्छत्यश्वप्रयुक्तेन तथा बुद्धिमता गतिः ॥ २२ ॥

પણ આગળથી જાણેલા તે જ માર્ગે ઝડપી ચાલના અશ્વ

